नोपसर्पंति तत्रैव यत्र गीतार्चनं गृहे ।
तापत्रयोद्भवा पीडा नैव व्याधिभयं तथा ॥२१॥

જે ઘરમાં ગીતાનું પૂજન–અર્ચન થાય છે ત્યાં ત્રિવિધ (દૈહિક, દૈવિક અને આધિભૌતિક) દુઃખ પ્રવેશતાં નથી તથા વ્યાધિઓનો પણ ભય રહેતો નથી.(૨૧)

न शापं नैव पापं च दुर्गतिं न च किंचन ।
देहेऽरयः षडेते वै न बाधंते कदाचन ॥२२॥

વળી તેને કોઇનો શાપ લાગતો નથી, પાપ લાગતું નથી, જરા પણ દુર્ગતિ થતી નથી; તેમ શરીરના છ શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને ઈર્ષ્યા) પણ કદી બાધા કરતા નથી.(૨૨)

भगवत्परमेशाने भक्तिरव्यभिचारिणी ।
जायते सततं तत्र यत्र गीताभिनंदनम् ॥२३॥

જ્યાં નિરંતર ગીતાનો આનંદ વર્તે છે, ત્યાં ભગવાન પરમેશ્વરમાં અવ્યભિચારિણી–અનન્ય–એકનિષ્ઠ ભકિત ઊપજે છે. (૨૩)

स्नातो वा यदि वाऽस्नातः शुचिर्वा यदि वाऽशुचिः ।
विभूतिं विश्वरूपञ्च संस्मरन्सर्वदा शुचिः ॥२४॥

સ્નાન કર્યું હોય વા ન કર્યું હોય, પવિત્ર હોય વા

અપવિત્ર હોય, તોપણ જો તે પરમાત્માની વિભૂતિનું અને વિશ્વરૂપનું સ્મરણ કરે તો સર્વદા પવિત્ર છે. (૨૪)

सर्वत्र प्रतिभोक्ता च प्रतिग्राही च सर्वशः ।
गीतापाठं प्रकुर्वाणो न लिप्यते कदाचन ॥२५॥

સર્વત્ર ભોજન કરનાર અને સર્વ પ્રકારનો પ્રતિગ્રહ કરનાર (દાન લેનાર) પણ જો ગીતાપાઠ કરતો હોય તો તે તેનાથી કદી પણ લેપાતો નથી. (૨૫)

यस्यांतःकरणं नित्यं गीतायां रमते सदा ।
सर्वाग्निकः सदाजापी क्रियावान्स च पंडितः ॥२६॥
दर्शनीयः स धनवान्स योगी ज्ञानवानपि ।
स एव याज्ञिको ध्यानी सर्ववेदार्थदर्शकः ॥२७॥

જેનું ચિત્ત સદા ગીતામાંજ રમ્યા કરે છે; તેને સદાય અગ્નિહોત્રી, જપ કરનારો, ક્રિયાવાન, ધનવાન, પંડિત, યાજ્ઞિક, જ્ઞાની, ધ્યાની, યોગી, સર્વ વેદોના અર્થ જાણનારો અને દર્શન કરવા યોગ્ય સમજવો.

गीतायाः पुस्तकं यत्र नित्यं पाठे प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि भूतले ॥२८॥

જ્યાં ગીતાના પુસ્તકનો નિત્ય પાઠ કરાતો હોય, ત્યાં પ્રયાગાદિક સર્વ તીર્થો આવી વસેલાં સમજવાં. (૨૮)

निवसंति सदा गेहे देहदेशे सदैव हि ।
सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥२९॥

વળી તે ઘરમાં અને દેહરૂપી દેશમાં, સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ અને પન્નગો સદા નિવાસ કરે છે.

गीता गंगा च गायत्री सीता सत्या सरस्वती ।
ब्रह्मविद्या ब्रह्मवल्ली त्रिसंध्या मुक्तगेहिनी ॥३०॥
अर्धमात्रा चिदानंदा भवघ्नी भयनाशिनी ।
वेदत्रयी पराऽनंता तत्त्वार्थज्ञानमञ्जरी ॥३१॥
इत्येतानि जपेन्नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं लभेच्छीघ्रं तथांते परमं पदम् ॥३२॥

ગીતા, ગંગા, ગાયત્રી, સીતા, સત્યા, સરસ્વતી, બ્રહ્મવિદ્યા, બ્રહ્મવલ્લી, ત્રિસંધ્યા, મુક્તગેહિની, અર્ધ-માત્રા, ચિદાનંદા, ભવઘ્ની, ભયનાશિની, વેદત્રયી, પરા, અનંતા અને તત્ત્વાર્થજ્ઞાનમંજરી (તત્ત્વરૂપી અર્થના જ્ઞાનનો ભંડાર), એ ગીતાનાં અઢાર નામોનો સ્થિર મનથી જે નિત્ય જપ કરે, તે જ્ઞાનની સિદ્ધિને શીઘ્ર પામે છે અને તે પછી પરમપદરૂપ મોક્ષને પામે છે.

यद्यत्कर्म च सर्वत्र गीतापाठं प्रकीर्तयेत् ।
तत्तत्कर्म च निर्दोषं कृत्वा पूर्णमवाप्नुयात् ॥३३॥

જે જે કર્મ કરે તે સર્વમાં ગીતાપાઠનું કીર્તન કરે, (જેથી) તે તે કર્મ નિર્દોષ રીતે સમાપ્ત કરી (તેનું) પૂર્ણ (ફળ) પ્રાપ્ત કરે છે. (૩૩)

पितॄनुद्दिश्य यः श्राद्धे गीतापाठं करोति वै ।
संतुष्टाः पितरस्तस्य निरयाद्यांति सद्गतिम् ॥३४॥
गीतापाठेन संतुष्टाः पितरः श्राद्धतर्पिताः ।
पितृलोकं प्रयांत्येव पुत्राशीर्वादतत्पराः ॥ ३५ ॥

જે મનુષ્ય શ્રાદ્ધમાં પિતૃઓને ઉદ્દેશી ગીતાનો પાઠ કરે છે, તેના પિતૃઓ સંતુષ્ટ થાય અને નરકમાં હોય તો ત્યાંથી પણ સદ્દગતિ પામે છે; અને ગીતાપાઠથી પ્રસન્ન થયેલા તથા શ્રાદ્ધથી તર્પિત થયેલા એ પિતૃઓ પુત્રને આશીર્વાદ આપતા પિતૃલોકમાં જાય છે.(૩૪,૩૫)

लिखित्वा धारयेत्कंठे बाहुदंडे च मस्तके ।
नश्यंत्युपद्रवाः सर्वे विघ्नरूपाश्च दारुणाः ॥ ३६ ॥

જે માણસ ગીતાને લખીને ગળામાં, હાથ ઉપર કે મસ્તકે ધારણ કરે છે, તેના વિઘ્નોરૂપી સર્વ દારુણ ઉપદ્રવો પણ નાશ પામે છે. (૩૬)

देहं मानुषमाश्रित्य चातुर्वर्ण्येषु भारते ।
न शृणोति पठत्येवताममृतस्वरूपिणीम् ॥ ३७॥

हस्तात्त्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडं समश्नुते ।
पीत्वा गीतामृतं लोके लब्ध्वा मोक्षं सुखी भवेत् ॥३८

ભારતભૂમિમાં કોઈ પણ વર્ણમાં મનુષ્યદેહ પામીને પણ જે મનુષ્ય અમૃતરૂપિણી ગીતાને ભણે કે સાંભળે નહિ, તે હાથમાં આવેલું અમૃત ત્યજીને દુઃખથી વિષનું ભક્ષણ કરે છે; અને જે ગીતારૂપી અમૃતનું આ લોકમાં પાન કરે (છે તે) મોક્ષ મેળવીને સુખી થાય છે.(૩૭,૩૮)

जनैः संसारदुःखार्त्तैर्गीताज्ञानं च यैः श्रुतम् ।
संप्राप्तममृतं तैश्च गतास्ते सदनं हरेः ॥३९॥

સંસારનાં દુઃખોથી દુઃખી થયેલા જે મનુષ્યોએ ગીતાનું જ્ઞાન સાંભળ્યું છે તેઓએ અમૃત પ્રાપ્ત કર્યું જાણવું; અને તે વૈકુંઠને પ્રાપ્ત થયા છે, એમ જાણવું.

गीतासु न विशेषोऽस्ति जनेषूच्चावचेषु च ।
ज्ञानेष्वेव समग्रेषु समा ब्रह्मस्वरूपिणी ॥४०॥

ગીતા સમજવામાં ઉચ્ચ-નીચ મનુષ્યનો ભેદ નથી; કેમકે ગીતા બ્રહ્મસ્વરૂપિણી હોવાથી તેનું જ્ઞાન સૌ કોઈને માટે સમાન છે. (૪૦)

यः श्रुत्वा नैव गीतार्थं मोदते परमादरात् ।
नैवाप्नोति फलं लोके प्रमादाच्च वृथा श्रमम् ॥४१॥

ગીતાગ્રંથના અર્થને સાંભળીને જે પરમ આદર-

થી આનંદ પામતો નથી, તે મનુષ્ય પ્રમાદને લીધે (અર્થાત્ તે ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તતો નથી તેથી) લોકમાં (કંઈ પણ) ફળ પામતો નથી, પરંતુ વૃથા શ્રમનેજ પ્રાપ્ત કરે છે. (૪૧)

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठफलं तस्य श्रम एव हि केवलम् ॥ ४२ ॥

ગીતાનો પાઠ કરીને જે માહાત્મ્યનો પાઠ કરતો નથી તેનું પાઠનું ફળ વૃથા થાય છે અને કેવળ શ્રમજ (ફળરૂપે) પ્રાપ્ત થાય છે. (૪૨)

एतन्माहात्म्यसंयुक्तं गीतापाठं करोति यः ।
श्रद्धया यः शृणोत्येव दुर्लभां गतिमाप्नुयात् ॥ ४३ ॥

આ માહાત્મ્યસહિત ગીતા પાઠને જે કરે છે તથા શ્રદ્ધાથી સાંભળે છે તે દુર્લભ ગતિને પામે છે. (૪૩)

माहात्म्यमेतद्गीतायां मया प्रोक्तं सनातनम् ।
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ ४४ ॥

જે મનુષ્ય ગીતાના પાઠને અંતે મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે; તે ઉપર જે કહ્યું તે ફળ પામે છે. (૪૪)

इति श्रीवाराहपुराणोद्धृतं गीतामाहात्म्यनुसंधानं समाप्तहम्

# गीतामंत्रना न्यास, ध्यान इत्यादि

**ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક**

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्रीकृष्णः परमात्मा देवता ॥ *अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम् ॥ ×सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ ×अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

અર્થાત્ આ શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી માળામાં મણકા તરીકે સમાયલા શ્લોકોમાં શ્રીકૃષ્ણ ભગવાનનો જે દિવ્ય ઉપદેશ સમાયેલો છે, તે પરમાત્મપ્રેરિત વેદ, ઉપનિષદ્ અને શાસ્ત્રોના સારરૂપ, ધર્મમય અને પરમપદદાયક હોવાથી મંત્રરૂપજ છે. આવા મહાઉપકારક સેંકડો મંત્રમણિઓથી ગૂંથવામાં આવેલી આ ભગવદ્ગીતારૂપી મંત્રમાળાના **ઋષિ** ( એટલે કે પરમાત્મદર્શનપૂર્વક જીવન્મુક્ત થયેલા જે વેદશાસ્ત્રસંપન્ન અને પરમસિદ્ધ મહાત્માનીએ આપ્તવચનોથી અને અંતર્યામીની પ્રેરણાથી જે જે દિવ્ય સિદ્ધાંત, રહસ્ય અને ધર્મકર્માદિ જાણ્યાં—અનુભવ્યાં હોય, અને તેના દ્રષ્ટા તરીકે રહીને પરમપદદાયક લોકહિતાવહ સ્તોત્ર કે મંત્રરૂપે યોજ્યું હોય તે ) ભગવાન **વેદવ્યાસ** છે. **છંદ અનુષ્ટુપ** છે અને **દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા** છે " જે શોક કરવા

---

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૧૧. × જુઓ અધ્યાય ૧૮, શ્લોક ૬૬.

**યોગ્ય નથી, તેનો તું શોક કરે છે અને વાતો બુદ્ધિમાન-ના જેવી બોલે છે"** એ વચન ગીતામંત્રનું **બીજ એટલે કે** આરંભનું કારણ છે; **"સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મારે (પરમાત્માને) જ શરણે આવ"** આ મંત્ર ગીતાના સર્વ મંત્રોમાં શક્તિરૂપ છે; અને **"હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર"** એ મંત્ર આ ગીતારૂપી મંત્ર-માળાનો **કીલક** એટલે કે આધાર, ખીલો અથવા સ્તંભ છે–અર્થાત્ આ ગીતાગ્રંથનો સર્વ ભાર અથવા આધાર આ કીલક ઉપર છે.

## ન્યાસ વિષે સમજણ

હરકોઇ મંત્રનો પાઠ કે જપ કરવા પહેલાં શરીરની બાહ્ય-શુદ્ધિ કરવા ઉપરાંત આંતરિક શુદ્ધિ અને જ્ઞાનની દૃઢતા અર્થે હાથ ઇત્યાદિ અંગોમાં સામાન્યરૂપે રહેલા જીવાત્માને વિશેષરૂપે રહેલો કલ્પીને તેનું મહત્ત્વ સૂચવનારા તે તે મુખ્ય મંત્રોનો વિધિપૂર્વક ન્યાસ (એટલે જમાવ) કરવો; અને પોતાના એ દિવ્ય અને અમર જીવાત્માને એવી રીતે તે તે અંગમાં તે તે ગુણોની મૂર્તિરૂપે રહેલો કલ્પીને તે તે અંગદ્વારા તે આત્માને નમન કરવું. આવી રીતે પાઠ કરનારે પ્રથમ મંત્રરૂપ બનવું એને 'ન્યાસ' કર્યો એમ કહે છે. આ ક્રિયા હરહમેશ ઊંડી સમજણપૂર્વક અને નિયમિત રીતે થવાને પરિણામે પાઠકના જ્ઞાનમાં દૃઢતા થાય અને તેના પરિણામે ચારિત્રબળ પણ કેવું ખીલી ઊઠે એ તદ્દન સ્પષ્ટ વાત છે. અનુભવી ઋષિમુનિઓએ યોજેલી આવી અનેકવિધ ક્રિયાઓ અને વિદ્યાઓની ખૂબી નહિ સમજવાથી તેને ધતિંગ કહેનારા પણ હોય છે. ન્યાસની આ ક્રિયાઓ લપ કાઢવાની પેઠે જેમ તેમ કરાતી જોઇને જોનારને અભાવ ઊપજે, એ પણ સ્વાભાવિક છે. માટે તે પૂરી સમજણપૂર્વક, શાન્તિપૂર્વક અને ન આવડતી હોય તેણે એ

ક્રિયા કોઈ પાસે બરાબર શીખી લેવી જોઈએ તથા વિધિપૂર્વક અને એકચિત્તે દર વખતે કરવી જોઈએ. આ ન્યાસના બે વિભાગ છે. **કરન્યાસ અને અંગન્યાસ.** ગીતાનો પાઠ કરનારે પ્રથમ ઉપરોક્ત ગીતામંત્રના ઋષિ, છંદ ઇત્યાદિનું સ્મરણ કરીને પછી એ ન્યાસ નીચે પ્રમાણે કરવા.

## કરન્યાસનો વિધિ

***नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः ।।**

અર્થાત્ "આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને તથા બંને હાથના અંગૂઠાને બંને હાથની તર્જનીઓ (અંગૂઠા પાસેની આંગળીઓ) વડે સ્પર્શ કરીને તેને अंगुष्ठाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

***न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ।।**

અર્થાત્ "આ જીવાત્માને પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને બંને હાથની તર્જનીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને तर्जनीभ्यां नमः કહીને તેને નમસ્કાર કરવા.

**×अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ।।**

અર્થાત્ "આ જીવાત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે" એ મંત્ર ભણીને તથા બંને હાથની મધ્યમા (વચલી આંગળીઓ)નો અંગૂઠાઓથી સ્પર્શ કરીને તેને मध्यमाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

**×नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः**

અર્થાત્ "આ જીવાત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩. × જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪.

અને સનાતન (જગત ઊપજ્યું ત્યારથી) છે" એ મંત્ર ભણીને બંને હાથની અનામિકાઓ (ટચલીની પાસેની આંગળીઓ) ને અંગૂઠાઓથી સ્પર્શ કરીને તેને अनामिकाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

×पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः॥

અર્થાત્ "હે અર્જુન! મારાં સેંકડો અને હજારો રૂપોને જો" એ મંત્ર ભણીને તથા બંને હાથની ટચલી આંગળીઓને અંગૂઠા-ઓથી સ્પર્શ કરીને कनिष्ठिकाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા.

×नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतल-करपृष्ठाभ्यां नमः॥

અર્થાત્ "આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે" એ મંત્ર ભણીને બંને હાથની હથેળી-ઓનો તથા તેના પાછલા ભાગોનો યથાક્રમ સ્પર્શ કરીને करतलकरपृष्ठाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા. એ પછી હૃદયાદિ અંગન્યાસનો વિધિ આવે છે.

## હૃદયાદિ અંગન્યાસનો વિધિ

*नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः॥

અર્થાત્ "આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને हृदयाय नमः એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાઓથી હૃદયને સ્પર્શ કરીને તેને (હૃદયદ્વારા આત્માને) નમસ્કાર કરવા.

*न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा॥

× જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૫. * જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩

અર્થાત્ "એને પાણી ભીંજવી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને शिरसे स्वाहा (માથાને સ્વાહા) એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડા વડે મસ્તકને સ્પર્શ કરવો.

×अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट् ॥

અર્થાત્ "આ આત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે" એ મંત્ર ભણીને शिखायै वषट् (શિખાને વષટ્) એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાવડે ચોટલીનો સ્પર્શ કરવો.

×नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥

અર્થાત્ "આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે" એ મંત્ર ભણીને તથા कवचाय हुम् એમ બોલી બંને હથેળીઓ બંને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું, આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

*पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥

અર્થાત્ "હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને જો" આ મંત્ર ભણીને તથા नेत्रत्रयाय वौषट् (ત્રણે નેત્રોને વૌષટ્) એમ બોલીને જમણા હાથની આંગળીઓના અગ્રભાગ વડે બંને ચક્ષુઓને અને બંને ભ્રમરો વચ્ચે ગુપ્ત રહેલા ત્રીજા જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

*नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ॥

અર્થાત્ "આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક

× જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪. * જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૫.

વર્ણનાં છે" આ મંત્ર ભણીને अस्त्राय फट् એમ બોલીને જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઊલટી રીતે ફેરવીને તેની પહેલી બે આંગળીઓ વડે ડાબી હથેળીમાં તાળી વગાડવી.

इति अंगन्यास समाप्त ।

## વિનિયોગ

### श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोग इति संकल्पः ॥

અર્થાત્ દરેક પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશ પ્રમાણે ચાલીને તેમની કૃપા પામવા અર્થે આ ગીતારૂપી મંત્રાવલિનો પાઠ કરવામાં ( અર્થાત્ મારૂં કર્તવ્ય-પ્રામણ્ય સમજવામાં ) મારો વિનિયોગ કરૂં છું (એટલે કે તનમનથી એકચિત્તે જોડાઉં છું) એવો દૃઢ સંકલ્પ ન્યાસની છેવટે કરવો× અને તે પછી ગીતામંત્રના ઋષિ અને દેવતાનું નીચે મુજબ ધ્યાન-વંદન કરવું અને તે પછી-જ ગીતાનો પાઠ શરૂ કરવો.

### શ્રીમદ્ ભગવદ્ગીતાનું ધ્યાન-વંદન

**ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।**
**व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥**
**अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-**
**मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥१॥**

ૐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન

---

× ન્યાસની છેવટે આ સંકલ્પ પણ અધ્યાત્મવિદ્યાના નિયમો સમજી લઇને ભાવભક્તિપૂર્વક કરાય તો ( જેમ પંખો હલાવવારૂપે કે ખુલ્લી જગામાં જવારૂપે મનુષ્યયત્ન થવાથી હવાનો લાભ વિશેષરૂપે મળે છે; તેમ) સર્વવ્યાપક પરમાત્મદેવની સર્વવ્યાપી કૃપાનો લાભ પણ જરૂર મળી શકે.

મહામુનિ શ્રીવેદવ્યાસજીએ મહાભારત મધ્યે ગૂંથેલી, અદ્વૈત-જ્ઞાનામૃતને વર્ષાવનારી, અષ્ટાદશ અધ્યાયવાળી અને આ અસત્, જડ તથા દુઃખરૂપ અસાર સંસાર ઉપરથી મોહ-મમતા ટાળ-નારી એવી હે ભગવતી ભગવદ્ગીતે! હે અંબ ! (હે માતા !) હું આપનું ધ્યાન ધરૂં છું. (૧)

### મહર્ષિ વ્યાસ ભગવાનનું ધ્યાન-વંદન

**नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदाय-तपत्रनेत्र । येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥**

હે વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા વ્યાસ ભગવન્! આપને નમસ્કાર હો, મહાભારતરૂપી તેલ પૂરેલો (આ) આ ગીતાજ્ઞાનરૂપી દીપક (અમને ધર્મકર્મ-નો ખરો માર્ગ દર્શાવવા સારૂ) પ્રગટાવ્યો છે. (૨)

### શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન-વંદન

**प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।**
**ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥**

શરણ થનાર ભક્તોને કલ્પવૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનારા, એક હાથમાં ચાબુક ધારણ કરનારા, જ્ઞાનમુદ્રાયુક્ત અને ગીતારૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ! આપને નમસ્કાર હો.

**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥४॥**

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે; તેના દોહનારા ગોપાલનંદન

શ્રીકૃષ્ણુ ભગવાન છે; અર્જુનરૂપી વત્સ છે; મહાન ગીતામૃતરૂપી દૂધ છે અને બુદ્ધિશાળી પુરુષો તેના ભોક્તા (પીનારા) છે. (૪)

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥५॥

વસુદેવના પુત્ર, દિવ્ય રથવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા હે શ્રીકૃષ્ણુ! હે જગદ્ગુરો! હું આપને વંદન કરૂં છું. (૫)

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનીરૂપી નીલ પથ્થરવાળી, શલ્યરૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ભમરીવાળી જે યુદ્ધરૂપી નદી, તેને આપ શ્રીકૃષ્ણુરૂપી સુકાની મળ્યા તેથીજ પાંડવો તરી ગયા છે. (૬)

पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसिनः श्रेयसे ॥७॥

ગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથાના ઉપદેશવડે પ્રફુલ્લ થયેલું; જગતમાંના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનું પાન કરે છે એવું, કલિકાળનાં પાપનો વિનાશ કરનારૂં અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિના વાણીરૂપી વિશાળ સરોવરમાં ઊગેલું એવું મહાભારતરૂપી કમળ અમારૂં કલ્યાણ કરનારૂં થાઓ. (૭)

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥८॥**

જેમની કૃપા મૂંગાને વાચાળ કરે છે અને પાંગળાને પર્વત ઉલ્લંઘાવે છે; તે પરમાનંદસ્વરૂપ માધવને હું વંદન કરૂં છું. (૮)

**यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः**
**स्तवैर्वेदैःसांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥**
**ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो ।**
**यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः॥९॥**

બ્રહ્મા, વરુણ, ઈંદ્ર, રુદ્ર અને મરુત્ (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રોવડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ્‌સહિત વેદોવડે જેમની સ્તુતિ ગાય છે; તેમનામાં પરોવાયલા ચિત્તવડે ધ્યાનમાં સ્થિર થયેલા યોગીઓજ જેમનાં દર્શન કરી શકે છે; અને દેવો તેમજ અસુરોના ગણો જેમના પારને જાણી શક્તા નથી; એવા પરમાત્મદેવને નમસ્કાર હો. (૯)

# श्रीमद् भगवद्गीता

## ગુજરાતી સરલાર્થ સહિત

## अध्याय १ लो–अर्जुनविषादयोग

धृतराष्ट्र उवाच । ધૃતરાષ્ટ્ર બોલ્યા:–

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥१॥**

હે સંજય! ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં એકઠા મળેલા યુદ્ધ કરવા ઇચ્છતા મારા પુત્રો અને પાંડુના પુત્રોએ શું કર્યું? (૧)

संजय उवाच। સંજય બોલ્યોઃ-

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥

તે વખતે વ્યૂહમાં ગોઠવાયલી પાંડવોની સેનાને જોઈ રાજા દુર્યોધન, આચાર્ય-દ્રોણાચાર્ય-પાસે જઇ (આ) વચન બોલ્યો. (૨)

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥

હે આચાર્ય! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્રે (ધૃષ્ટદ્યુમ્ને) વ્યૂહરચનામાં ગોઠવેલી પાંડુપુત્રોની આ મોટી સેનાને તમે જુઓ. (૩)

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।

सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

આમાં શૂરાઓ, યુદ્ધમાં ભીમ અને અર્જુન જેવા મોટા ધનુર્ધારીઓ, મહારથી યુયુધાન, વિરાટ અને દ્રુપદ તથા (૪) પરાક્રમી ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશિરાજ, પુરુષશ્રેષ્ઠ પુરુજિત, કુંતિભોજ, શૈબ્ય તથા (૫) મહાપરાક્રમી યુધામન્યુ અને વીર્યવાન ઉત્તમૌજા, વળી સુભદ્રાપુત્ર (તથા) દ્રૌપદીના પુત્રો આ બધાય મહારથીઓ છે. (૬)

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥

હે દ્વિજશ્રેષ્ઠ ! હવે આપણામાં જે શ્રેષ્ઠ છે તેઓને તમે સાંભળો. મારા સૈન્યના (જેઓ) નાયકો છે તેમને હું તમારી જાણ માટે કહું છું. (૭)

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः* ॥८॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥

આપ તથા ભીષ્મ પિતામહ અને કર્ણ; તથા

* અહીં 'जयद्रथः' ને બદલે 'तथैव च' એવો પાઠ પણ છે.

યુદ્ધમાં જય પામનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સૌમદત્તિ તથા જયદ્રથ અને (૮) બીજા ઘણા શૂરાઓ છે; તેઓ સર્વે મારા માટે જીવન ત્યજી દેનારા, અનેક પ્રકારનાં શસ્ત્રો તથા (દંડાદિ હથિયારો) ધારણ કરનારા અને યુદ્ધકુશળ છે. (૯)

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥

ભીષ્મવડે રક્ષાયલું આપણું તે સૈન્ય અપૂર્ણ છે અને ભીમવડે રક્ષાયલું એઓનું આ સૈન્ય તો પૂર્ણ છે. (૧૦)

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥

(હવે) તમે બધા (વ્યૂહના) સર્વ પ્રવેશમાર્ગોમાં પોતપોતાનાં યોગ્ય સ્થાનમાં રહીને ભીષ્મનું જ સર્વ તરફથી રક્ષણ કરો. (૧૧)

संजय उवाच । સંજય બોલ્યો:—

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

પછી કૌરવોમાં વૃદ્ધ અને પ્રતાપી પિતામહ, તેને–દુર્યોધનને–હર્ષ ઉપજાવતા સિંહગર્જના કરીને

મોટેથી શંખ વગાડવા લાગ્યા. (૧૨)

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥

તે પછી શંખો, નગારાં, મૃદંગ, ઢોલ તથા રણુ-શિંગાં તુરતજ વાગવા લાગ્યાં (અને) તે શબ્દ ઘણો મોટો થયો. (૧૩)

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥

તે પછી ધોળા ઘોડા જોડેલા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુન પણ દિવ્ય શંખો વગાડવા લાગ્યા.

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥
अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥
काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् १८

શ્રીકૃષ્ણ પાંચજન્ય શંખને, અર્જુન દેવદત્ત નામના શંખને, ઉગ્ર કર્મ કરનાર ભીમ મોટા પૌંડ્ર શંખને, (૧૫) કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિર અનંતવિજય શંખને, નકુલ સુઘોષ નામના શંખને તથા સહદેવ મણિપુષ્પક શંખને, (૧૬) તેમજ હે રાજા! ધનુર્ધારી કાશિરાજ, મહારથી શિખંડી અને ધૃષ્ટદ્યુમ્ન તથા વિરાટ, અજિત સાત્યકિ (૧૭) અને હે પૃથ્વીપતિ! દ્રુપદ તથા દ્રૌપદીના પુત્રો અને મહાબાહુ સૌભદ્ર એ સર્વ જુદા જુદા શંખોને વગાડવા લાગ્યા. (૧૮)

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

આકાશ તથા પૃથ્વીને ગજાવી મૂકતો તે પ્રચંડ નાદ, કૌરવોનાં હૃદયોને ચીરી નાખવા લાગ્યો. (૧૯)

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

હે રાજન્! પછી શસ્ત્રોના પ્રહાર ચાલુ થયા ત્યારે વ્યવસ્થિત ઊભેલા કૌરવોને જોઇને ધનુષ ઉઠાવીને (૨૦) કપિધ્વજ–અર્જુન, તે વેળા શ્રીકૃષ્ણ પ્રત્યે આ વાક્ય બોલ્યોઃ–

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:—

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥२२॥

હે અચ્યુત! મારા રથને બંને સેનાઓની વચ્ચે ઊભો રાખો; (૨૧) જેથી યુદ્ધ કરવા ઇચ્છતા અને વ્યૂહમાં ઊભેલા આ (કૌરવો)ને બરાબર હું જોઇ લઉં કે આ યુદ્ધની તૈયારીમાં મારે કોની સાથે યુદ્ધ કરવાનું છે. (૨૨)

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

દુર્બુદ્ધિવાળા દુર્યોધનનું યુદ્ધમાં હિત કરવા ઇચ્છતા જેઓ અહીં એકત્ર થયા છે તે યુદ્ધ કરનારાઓને હું સારી રીતે જોઇ લઉં. (૨૩)

संजय उवाच। સંજય બોલ્યો:—

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

હે ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે અર્જુને કહેવાયલા શ્રીકૃષ્ણ તે ઉત્તમ રથને બંને સેનાઓની વચ્ચે, (૨૪) ભીષ્મ, દ્રોણ તથા બધા રાજાઓના અગ્રભાગમાં સ્થાપીને આ પ્રમાણે બોલ્યાઃ-હે પાર્થ! આ એકઠા મળેલા કૌરવોને તું જો. (૨૫)

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान्।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा २६
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ।।२७

પછી અર્જુન તે બંને સેનાઓમાં ઊભેલા કાકાઓ, પિતામહો, આચાર્યો, મામાઓ, ભાઇઓ, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરાઓ તથા હિતૈષીઓને જોવા લાગ્યો. ત્યાં ઊભેલા તે સર્વ બાંધવોને સારી રીતે જોઇને તે અર્જુન, (૨૬,૨૭)

अर्जुन उवाच । અર્જુન બોલ્યોઃ-

कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।
दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ।।२८।।
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।।२९।।

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

અત્યંત કરુણાવડે વ્યાપ્ત થઇને ખેદ કરતો આ વચન બોલ્યો. હે કૃષ્ણ ! યુદ્ધ કરવા ઇચ્છતા ને સામે ઊભેલા આ સ્વજનને જોઇને (૨૮) મારાં ગાત્રો વ્યથા પામે છે, મુખ સુકાય છે, શરીરમાં કંપ તથા રોમાંચ થાય છે, (૨૯) હાથમાંથી ગાંડીવ ધનુષ સરી પડે છે, ચામડી બળે છે, ઊભો રહેવાને હું સમર્થ નથી અને મારૂં મન જાણે ભમી જાય છે.(૩૦)

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥

વળી હે કેશવ ! હું વિપરીત ચિહ્નો જોઉં છું અને યુદ્ધમાં સ્વજનને હણીને કલ્યાણને જોતો નથી.

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥३२

હે કૃષ્ણ ! વિજય, રાજ્ય અને સુખોને હું ઇચ્છતો નથી. હે ગોવિંદ ! રાજ્ય, ભોગો કે જીવિતથી અમને શું (ફળ) છે ? (૩૨)

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ३३

જેઓને માટે અમને રાજ્ય, ભોગો અને સુખો ઇષ્ટ છે તેઓ આ પ્રાણોને તથા ધનને ત્યજીને યુદ્ધ માટે ઊભા છે. (૩૩)

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ३४
एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते॥३५॥

(આમાં) આચાર્યો, કાકાઓ, પુત્રો, પિતામહો, મામા, સસરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધીઓ છે; તેઓ મને હણતા હોય તોપણ હું તેમને હણવા ઇચ્છતો નથી. (૩૪) હે મધુસૂદન! ત્રૈલોક્યના રાજ્ય માટે પણ હું તેમને હણવા ન ઇચ્છું તો પછી પૃથ્વી-ને માટે તો કેમજ હણું? (૩૫)

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥

હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને અમને શો આનંદ થાય? આ આતતાયીઓને* હણીને

* આગ લગાડનાર, ઝેર દેનાર, હથિયાર લઈ ધસી આવ-નાર અને ધન, જમીન કે સ્ત્રી લઇ જનાર.

અમને પાપજ લાગે. (૩૬)

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥

તે માટે પોતાના બાંધવ ધૃતરાષ્ટ્રના પુત્રોને હણવાને અમે યોગ્ય નથી; કેમકે હે માધવ! સ્વજનને હણીને અમે સુખી શી રીતે થઇએ? (૩૭)

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥

જો કે લોભથી હણાયલી બુદ્ધિવાળા આ (કૌરવો) કુળનો ક્ષય કરવાથી કરાયલા દોષને અને મિત્રદ્રોહ વિષેના પાતકને જોતા નથી; (૩૮) (પરંતુ) હે જનાર્દન! કુળના નાશથી કરાયલા દોષને જોતા અમોએ આ પાપથી પાછા હઠવાને કેમ ન સમજવું? (૩૯)

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥
अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥

કુળનો નાશ થતાં સનાતન કુળધર્મો નાશ પામે છે અને ધર્મ નાશ પામતાં આખા કુળને અધર્મ દબાવી દે છે. (૪૦) હે કૃષ્ણ ! અધર્મના દબાણથી કુળની સ્ત્રીઓ દૂષિત થાય છે અને હે વાર્ષ્ણેય ! સ્ત્રીઓ દુષ્ટ બને એટલે વર્ણસંકર (પ્રજા) જન્મે છે. (૪૧)

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४२॥

વર્ણસંકર (પ્રજા) કુળઘાતીઓના તથા કુળના નરક માટેજ થાય છે; કેમકે તેઓના પિતૃઓ પિંડ અને તર્પણ ક્રિયા લુપ્ત થવાથી (નરકમાં) પડે છે.(૪૨)

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥

કુળઘાતીઓના આ વર્ણસંકરકારક દોષોથી સનાતન જાતિધર્મો તથા કુળધર્મો નિર્મૂળ થઈ જાય છે.

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥

હે જનાર્દન ! જેમના કુળધર્મ નિર્મૂળ થયા હોય એવા મનુષ્યોનો અવશ્ય નરકમાં વાસ થાય છે, એમ અમે સાંભળ્યું છે. (૪૪)

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।

यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥

અહો! ખેદની વાત છે કે અમે મોટું પાપ કરવા તૈયાર થયા છીએ; કારણકે રાજ્યસુખના લોભથી સ્વજનને હણવા (અમે) તત્પર થયા છીએ. (૪૫)

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

(એ કરતાં તો) સામેથી બચાવનો ઉપાય નહિ કરતા નિઃશસ્ત્ર એવા મને જો શસ્ત્રધારી કૌરવો રણમાં હણી નાખે તો તે મારે માટે વધારે કલ્યાણકારક થાય. (૪૬)

संजय उवाच । સંજય બોલ્યો:—

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

આ પ્રમાણે રણભૂમિમાં કહીને શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન, બાણસહિત ધનુષ ત્યજી દઇને રથની (પાછલી) બેઠક ઉપર બેસી ગયો. (૪૭)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥१॥



# અધ્યાય ૨ જો–સાંખ્યયોગ

संजय उवाच । સંજય બોલ્યોઃ–

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

એ પ્રમાણે કૃપાથી વ્યાપ્ત, આંસુભર્યાં વ્યાકુળ નેત્રવાળા અને ખેદ કરતા તે–અર્જુન–પ્રત્યે મધુસૂદન આ વચન બોલ્યા. (૧)

श्रीभगवानुवाच । શ્રી ભગવાન બોલ્યાઃ–

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥

હે અર્જુન! અનાર્યોએ સેવેલો સ્વર્ગને નહિ આપનાર અને અપકીર્તિકારક આ મોહ, પ્રતિકૂળ સમયે તને ક્યાંથી પ્રાપ્ત થયો ? (૨)

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

હે પાર્થ ! કાયર થા નહિ. તારામાં આ છાજતું નથી. હે પરંતપ ! હૃદયની આ તુચ્છ દુર્બળતાને ત્યજી દઈને ઊભો થા. (૩)

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:-

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

હે મધુસૂદન ! હે અરિસૂદન ! પૂજા કરવાને યોગ્ય ભીષ્મ ને દ્રોણ સામે યુદ્ધમાં બાણોથી હું કેમ લડું ? (૪)

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके । हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥५॥

મહાનુભાવ ગુરુજનોને નહિ હણીને આ લોકમાં ભિક્ષાથી મેળવેલું ભોગવવું પણ શ્રેયસ્કર છે; કેમકે ગુરુજનોને હણીને તો અહીં તેમના લોહીથી ખરડાયલા અર્થ અને કામરૂપ ભોગો મારે ભોગવવા પડે. (૫)

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः । यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

વળી એ બેમાંનું કયું અમારા માટે શ્રેષ્ઠ છે તે,

અને અમે જીતીશું કે તેઓ અમને જીતશે તે, અમે જાણતા નથી; જેઓને હણીને અમે જીવવાજ ઇચ્છતા નથી તે ધૃતરાષ્ટ્રના (પુત્રાદિ) સંબંધીઓ અમારી સન્મુખ (યુદ્ધ માટે) ઊભા છે. (૬)

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः । यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

હીનતારૂપ દોષવડે જેનો સ્વભાવ હણાઈ ગયો છે એવો ને ધર્મમાં મૂઢ ચિત્તવાળો હું આપને પૂછું છું. જે નિશ્ચિત કલ્યાણ હોય તે મને કહો. હું આપનો શિષ્ય છું, શરણે આવેલા મને ઉપદેશ આપો. (૭)

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् । अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

કેમકે આ પૃથ્વી પર શત્રુ વિનાનું અને સમૃદ્ધિવાળું રાજ્ય પામીને અથવા દેવતાઓનું આધિપત્ય મેળવીને પણ ઇંદ્રિયોને શોષવનારા મારા આ શોકને જે શમાવે તે (ઉપાયને) હું જોતો નથી. (૮)

संजय उवाच । સંજય બોલ્યો:—

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।

न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥

હે પરંતપ ! એ પ્રમાણે હૃષીકેશને કહીને અર્જુન, ગોવિંદને 'હું યુદ્ધ નહિ કરૂં' એમ જણાવીને મૌનજ રહ્યો. (૯)

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥१०॥

હે ધૃતરાષ્ટ્ર ! બંને સેનાઓની મધ્યે ખેદ કરતા તે અર્જુનને શ્રીકૃષ્ણ ઉપહાસ કરતા હોય તેમ આ વચન કહેવા લાગ્યા. (૧૦)

श्रीभगवानुवाच । શ્રી ભગવાન બોલ્યાઃ–

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥११॥

તું શોક નહિ કરવા યોગ્યનો શોક કરે છે અને જ્ઞાનીઓનાં વચનો બોલે છે (પણ) જ્ઞાનીઓ મરેલાંનો કે જીવતાંનો શોક કરતા નથી. (૧૧)

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥

હું કદી ન હતો એમ નથી; તેમજ તું ન હતો કે આ રાજાઓ ન હતા (એવું) નથી અને હવે પછી આપણે બધા નહિ હોઈએ (એમ) પણ નથી. (૧૨)

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥

જેમ દેહધારીને આ દેહમાં બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત ( થાય છે ) તેમ બીજા દેહની પ્રાપ્તિ થાય છે; ધીર (મનુષ્ય) તેમાં મોહ પામતો નથી. (૧૩)

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४

હે કૌંતેય ! ઇંદ્રિયોના વિષયો સાથેના સંબંધો તો શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ દેનારા છે, આવવા-જવાના સ્વભાવવાળા અને અનિત્ય છે; હે ભારત ! તેઓને તું સહન કર. (૧૪)

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥

કેમકે, હે પુરુષશ્રેષ્ઠ ! સુખદુઃખને સમાન માન-નારા જે ધીર પુરુષને આ (ઇંદ્રિયોના વિષયો સાથેના સંબંધો) વ્યાકુળ કરતા નથી તે, અમૃતત્વ–મોક્ષ-પામવાને સમર્થ થાય છે. (૧૫)

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

અસતનો ભાવ–અસ્તિત્વ–નથી અને સતનો અભાવ–નાસ્તિત્વ–નથી; તત્ત્વદર્શીઓએ તો આ બંનેનો અંતિમ નિશ્ચય જોયો છે. (૧૬)

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥

જે વડે આ સઘળું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ; એ અવ્યય અવિનાશીનો વિનાશ કરવાને કોઇ યોગ્ય નથી. (૧૭)

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥

નિત્ય, અવિનાશી અને અપ્રમેય–પ્રમાણ આદિ-થી અગોચર–શરીરધારી(આત્મા)નાં આ શરીરોને નાશવંત કહેલાં છે, માટે હે ભારત! તું યુદ્ધ કર.(૧૮)

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९॥

જે આ–આત્મા–ને હણનાર જાણે છે અથવા જે આને હણાયલો માને છે તેઓ બંને નથી સમજતા; કેમકે આ–આત્મા–નથી હણતો કે નથી હણાતો. (૧૯)

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा

भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥

આ (આત્મા), કદી જન્મતો કે મરતો નથી અથવા પૂર્વે નહિ હોઇને ફરી નહિ હશે એમ પણ નથી. આ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે; તેથી શરીર હણાતાં છતાં હણાતો નથી. (૨૦)

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१॥

હે પાર્થ ! જે આને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી જાણે છે તે પુરુષ કોને કેવી રીતે હણે છે તથા કોને હણાવે છે ? (૨૧)

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥

મનુષ્ય, જેમ જૂનાં વસ્ત્રો ત્યજીને નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેમ આ દેહધારી–આત્મા, જૂનાં શરીરો-ને ત્યજી બીજાં નવાં (શરીરો)ને પામે છે. (૨૨)

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥

આ–આત્માને શસ્ત્રો છેદતાં નથી, આને અગ્નિ બાળતો નથી, આને પાણી પલાળતું નથી (કે) પવન સૂકવતો નથી. (૨૩)

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

આ (આત્મા) નક્કી ન છેદી શકાય તેવો, ન બાળી શકાય તેવો, ન પલાળી શકાય તેવો તથા ન શોષી શકાય તેવો છે; એ નિત્ય, સર્વત્ર વ્યાપ્ત, સ્થિર, અચળ તથા અનાદિ છે. (૨૪)

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

(વળી) આ–આત્મા અવ્યક્ત–ઇંદ્રિયોથી ન જાણી શકાય તેવો, અચિંત્ય–મનથી ચિંતવી શકાય નહિ તેવો અને અવિકારી કહેવાય છે; માટે આને એમ જાણીને તું શોક કરવાને યોગ્ય નથી. (૨૫)

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥

અથવા તું આ(આત્મા)ને સદા જન્મનારો અને મરનારો માને તોપણ હે મહાબાહો! તું આનો શોક કરવાને યોગ્ય નથી. (૨૬)

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

કેમકે જન્મેલાનું મૃત્યુ નક્કી છે અને મરેલાનો જન્મ નક્કી છે; માટે એ અનિવાર્ય વિષયમાં તું શોક કરવાને યોગ્ય નથી. (૨૭)

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥

હે ભારત ! ભૂતો ઉત્પત્તિ પૂર્વે અપ્રત્યક્ષ, મધ્યમાં પ્રત્યક્ષ અને નાશ પછી ફરી અપ્રત્યક્ષ થાય છે, માટે તેમાં શોક શો ? (૨૮)

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथै-
व चान्यः। आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं
वेद न चैव कश्चित् ॥२९॥

કોઇ આ ( આત્મા )ને આશ્ચર્ય જેવો જુએ છે, વળી બીજો કોઈ આને આશ્ચર્ય જેવો કહે છે; તથા બીજો આને આશ્ચર્ય જેવો સાંભળે છે અને કોઇ તો સાંભળીને પણ આને સમજતોજ નથી. (૨૯)

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०

હે ભારત! સર્વના શરીરમાં રહેલો આ દેહધારી (આત્મા) સદા ન હણાય એવો છે; તેથી તું સર્વ પ્રાણીઓનો શોક કરવાને યોગ્ય નથી. (૩૦)

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१
यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥३२॥

વળી સ્વધર્મને જોઇને પણ તું કંપી જવાને યોગ્ય નથી; કેમકે ક્ષત્રિયને ધર્મયુક્ત યુદ્ધથી બીજું શ્રેય નથી. (૩૧) હે પાર્થ! અનાયાસે પ્રાપ્ત થયેલું, સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયો મેળવે છે. (૩૨)

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३

એમ છતાં જો તું આ ધર્મયુક્ત યુદ્ધ કરીશ નહિ તો સ્વધર્મ અને કીર્તિને ગુમાવીને પાપને પામીશ. (૩૩)

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥

વળી લોકો તારી લાંબો કાળ સુધી રહેનારી અપ-કીર્તિ ગાશે અને પ્રતિષ્ઠાવાળાને અપકીર્તિ મરણથી

વધારે છે. (૩૪)

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥
अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥

મહારથીઓ તને ભયને લીધે રણમાંથી પાછો હઠેલો માનશે અને જેઓમાં તું બહુ માન પામેલો છે (તેઓમાં) હલકાઇને પામીશ; (૩૫) તેમજ તારા સામર્થ્યની નિંદા કરતા તારા શત્રુઓ ન બોલવા જેવાં પુષ્કળ વચનો બોલશે; તેથી વધારે દુ:ખ કયું? (૩૬)

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥३७॥

જો કદી તું હણાઇશ તો સ્વર્ગને પામીશ અથવા જીતીશ તો પૃથ્વીને ભોગવીશ. માટે હે કૌંતેય! યુદ્ધ માટે નિશ્ચય કરીને તું ઊભો થઇ જા. (૩૭)

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥

સુખદુ:ખને, લાભાલાભને તથા જયપરાજયને સમાન સમજીને પછી યુદ્ધ માટે જોડાઈ જા; એમ

(કરવાથી) તું પાપને પામશે નહિ. (૩૮)

एषा तेऽभिहिता सांख्ये बुद्धियोंगे त्विमां शृणु ।
बुद्धया युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९॥
नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

આ બુદ્ધિ તને જ્ઞાનયોગમાં કહી. હવે કર્મયોગમાં આ બુદ્ધિ સાંભળ; જે બુદ્ધિથી યુક્ત થઇને હે પાર્થ! તું કર્મબંધનને ત્યજીશ. (૩૯) આ (કર્મયોગ)માં આરંભનો નાશ નથી અને દોષ પણ નથી. આ ધર્મનું થોડું પણ (આચરણ) મોટા ભયથી બચાવે છે. (૪૦)

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥

હે કુરુનંદન! આ (કલ્યાણમાર્ગ)માં નિશ્ચય સ્વરૂપવાળી બુદ્ધિ એકજ છે; સકામીઓની બુદ્ધિઓ તો બહુ શાખાવાળી અને અનંત છે. (૪૧)

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥

હે પાર્થ ! વેદના અર્થવાદમાં પ્રીતિવાળા, (એ વિના) બીજું નથી એમ કહેનારા, વિષયભોગોમાં તત્પર રહેનારા (૪૨) અને સ્વર્ગનેજ શ્રેષ્ઠ માનનારા અવિવેકીઓ જન્મરૂપ કર્મફળને આપનારી તથા ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે નાના પ્રકારની પુષ્કળ ક્રિયાઓવાળી પુષ્પિત (પુષ્પવાળા વૃક્ષ જેવી, માત્ર સાંભળવામાં સુંદર) જે આ વાણીને બોલે છે, (૪૩)

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

તેનાથી ભોગ અને ઐશ્વર્યમાં આસક્તિવાળા તથા મોહ પામેલા ચિત્તવાળા પુરુષોની બુદ્ધિ કદી વ્યવસાયાત્મક થાય તોપણ એકતામાં સ્થિર થતી નથી. (૪૪)

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५

(કર્મકાંડરૂપ) વેદો, ત્રિગુણાત્મક—સંસારરૂપ—વિષયવાળા છે. હે અર્જુન! તું ત્રણે ગુણોથી તથા (સુખદુઃખાદિ) દ્વંદ્વોથી રહિત, નિત્ય ધૈર્યનિષ્ઠ, યોગક્ષેમની (ચિંતા) વિનાનો તથા આત્મનિષ્ઠ થા. (૪૫)

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥

નાના જળાશયમાં જેટલો અર્થ સરે છે તેટલો સર્વ તરફથી ભરપૂર વિશાળ જળાશયમાં સરે છે; તે પ્રમાણે સર્વ વેદોમાં બ્રહ્મ જાણનારનો અર્થ સરે છે. (૪૬)

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥

તારો કર્મમાંજ અધિકાર છે, ફળમાં કદાપિ નહિ; તું કર્મફળના હેતુવાળો ન થા, તેમજ કર્મ ન કરવામાં તારી પ્રીતિ ન થાઓ. (૪૭)

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८

હે ધનંજય ! તું યોગમાં સ્થિર થઇને કર્મફળની ઇચ્છા ત્યજી, સિદ્ધિ–અસિદ્ધિમાં સમાન થઇને કર્મો કર; "સમભાવ" (એજ) યોગ કહેવાય છે. (૪૮)

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥

હે ધનંજય! (સકામ) કર્મ, બુદ્ધિયોગથી–સમત્વ બુદ્ધિયુક્ત નિષ્કામ કર્મથી (ઘણું અધમ છે; માટે) સમત્વ બુદ્ધિમાં તું શરણ લે; કેમકે ફળના હેતુવાળા સકામ પુરુષો કૃપણ–પામર–છે. (૪૯)

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०

સમબુદ્ધિવાળો (મનુષ્ય) આ-લોક-માં પુણ્ય અને પાપ બંનેને ત્યજી દે છે, તેથી યોગ (સમત્વ બુદ્ધિ) માટે તું પ્રવૃત્ત થા; "કર્મોમાં કુશળતા" એજ યોગ છે. (૫૦)

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥

કેમકે કર્મજન્ય ફળ ત્યજીને (સમત્વ) બુદ્ધિવાળા જ્ઞાનીઓ જન્મરૂપ બંધનથી મુક્ત થઇને ઉપદ્રવરહિત પદ-મોક્ષ-ને પ્રાપ્ત થાય છે. (૫૧)

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥
श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને ત્યજી દેશે ત્યારે તું સાંભળવા જેવાં તથા સાંભળેલાં (કર્મફળ) તરફ વૈરાગ્યને પામીશ. (૫૨) (એ ફળોને) સાંભળવાથી સંશયવાળી થયેલી તારી બુદ્ધિ જ્યારે સમાધિ-આત્મસ્થિતિ-માં વિકલ્પ વગરની અને નિશ્ચલ થશે

ત્યારે તું યોગને—સમબુદ્ધિને—પામીશ. (૫૩)

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:—

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम्॥५४

હે કેશવ! સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શું? સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે? કેવી રીતે બેસે—ઇંદ્રિયોનો નિગ્રહ કરે? અને કેવી રીતે વર્તે? (૫૪)

श्री भगवानुवाच। શ્રી ભગવાન બોલ્યા:—

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते॥५५॥

હે પાર્થ! જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને (મનુષ્ય) ત્યજી દે છે અને આત્માવડેજ આત્મામાં સંતોષ પામે છે ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. (૫૫)

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते॥५६॥

દુઃખોમાં ઉદ્વેગરહિત મનવાળો, સુખોમાં સ્પૃહારહિત અને જેનાં રાગ, ભય તથા ક્રોધ દૂર થયાં છે એવો મુનિ—મનનશીલ—સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. (૫૬)

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्।

नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥

જે સર્વત્ર આસક્તિ વિનાનો હોઈ, તે તે શુભ કે અશુભ પામીને નથી આનંદ પામતો કે નથી દ્વેષ કરતો તેની બુદ્ધિ સ્થિર થયેલી છે. (૫૭)

यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥

જેમ કાચબો સર્વ તરફથી અંગોને સમેટી લે છે તેમ આ (મનુષ્ય) જ્યારે સર્વ ઇંદ્રિયોના વિષયોમાંથી ઇંદ્રિયોને (ખેંચી લે છે) ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે.

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥

નિરાહારી મનુષ્યના વિષયો નિવૃત્ત થાય છે છતાં તેમાં લાલસા રહી જાય છે; (પરંતુ) પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરીને આ લાલસા પણ નિવૃત્ત થાય છે. (૫૯)

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥६०॥
तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

હે કૌંતેય! મથી નાખનારી ઇંદ્રિયો પ્રયત્ન કરતા બુદ્ધિમાન પુરુષના મનને પણ બળાત્કારે (વિષયોમાં) ખેંચી જાય છે. (૬૦) તે સર્વ ઇંદ્રિયોને વશ કરી, સ્થિરચિત્ત અને મારા પરાયણ રહેવું; કેમકે જેની ઇંદ્રિયો વશ હોય છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. (૬૧)

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३

વિષયોનું ચિંતન કરતા મનુષ્યને તેઓમાં આસક્તિ થાય છે, આસક્તિથી કામના થાય છે ને કામનાથી ક્રોધ ઊપજે છે; (૬૨) ક્રોધથી સંમોહ–વિવેકહીનતા–ઉત્પન્ન થાય છે, સંમોહથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિનાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનાશથી તેનો પૂર્ણ નાશ થાય છે. (૬૩)

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

વશ અંતઃકરણવાળો (મનુષ્ય), રાગદ્વેષરહિત અને સ્વાધીન થયેલી ઇંદ્રિયોવડે વિષયોમાં વર્તતો છતાં ચિત્તની નિર્મળતાને પામે છે. (૬૪)

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

ચિત્તની નિર્મળતા થતાં એનાં સર્વ દુઃખોનો નાશ થાય છે; કારણકે નિર્મળ ચિત્તવાળાની બુદ્ધિ તત્કાળ સ્થિર થાય છે. (૬૫)

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥६६

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥

અયુકત-ચિત્તને વશ ન કરનાર-ને બુદ્ધિ નથી અને એવા અયુકત પુરુષને ભાવના (બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિનો પ્રવાહ) પણ નથી, ભાવનારહિતને શાંતિ નથી ને શાંતિરહિતને સુખ ક્યાંથી હોય? (૬૬) કારણકે વિષયોમાં ભટકતી ઇંદ્રિયોમાંની જે ઇંદ્રિય સાથે મન જોડાય છે તે ઇંદ્રિય આ પુરુષની બુદ્ધિને, જેમ જળમાં નાવને વાયુ ખેંચી જાય છે તેમ ખેંચી જાય છે. (૬૭)

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥

તે માટે હે મહાબાહો! જેની ઇંદ્રિયો સર્વ પ્રકારે (ઇંદ્રિયોના) વિષયોથી રોકાયલી છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. (૬૮)

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥

જે સર્વ પ્રાણીઓની રાત્રિ છે તેમાં સંયમી પુરુષ જાગે છે અને જે (અજ્ઞાનરૂપ રાત્રિ)માં (અજ્ઞાની) પ્રાણીઓ જાગે છે તે આત્મદર્શી મુનિની રાત્રિ છે. (૬૯)

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत्। तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥७०॥

જેવી રીતે સર્વ તરફથી ભરાતા અચળ મર્યાદાવાળા સમુદ્રમાં પાણી પ્રવેશ કરે છે તેવી રીતે સર્વ વિષયો જે મનુષ્યમાં (જેના આત્મામાંજ) પ્રવેશ કરે છે (વિલીન થાય છે) તે શાંતિને પામે છે; વિષયોને ઇચ્છનારો નહિ. (૭૦)

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१॥

જે મનુષ્ય સર્વકામનાઓને ત્યજીને નિસ્પૃહ,

મમતારહિત અને અહંકારરહિત થઇને વિચરે છે તે શાંતિને પામે છે. (૭૧)

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥७२

હે પાર્થ ! આ બ્રાહ્મી સ્થિતિ છે; આને પામીને (મનુષ્ય) મોહ પામતો નથી અને અંતકાળે પણ આ સ્થિતિમાં રહીને તે બ્રહ્મનિર્વાણને પામે છે. (૭૨)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम
द्वितीयोऽध्यायः ॥२॥





# અધ્યાય ૩ જો-કર્મયોગ

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:-

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥

હે જનાર્દન ! કર્મ કરતાં જ્ઞાનને જો તમે શ્રેષ્ઠ માનેલું છે તો હે કેશવ ! તમે મને ઘોર કર્મમાં શા માટે જોડો છો ! (૧)

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

મિશ્ર વાકયવડે જાણે મારી બુદ્ધિને મોહ પમાડો છો ! માટે નિશ્ચય કરીને તે એક (જ્ઞાન કે કર્મ) કહો, જેથી હું કલ્યાણને પામું. (૨)

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:-

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ।

ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥

હે નિષ્પાપ! આ લોકમાં જ્ઞાનયોગવડે જ્ઞાનીઓની અને કર્મયોગવડે યોગીઓની—એમ બે પ્રકારની નિષ્ઠા મેં પૂર્વે કહી છે. (૩)

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥

કર્મનો આરંભ ન કરવાથી મનુષ્ય નૈષ્કર્મ્ય-ભાવને* પામતો નથી અને કેવળ સંન્યાસથી—કર્મ-ત્યાગથી—પણ સિદ્ધિને પામતો નથી. (૪)

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥

કોઈ પણ (મનુષ્ય) ક્ષણ વાર પણ કર્મ કર્યા વિનાનો રહી શકતો નથી; કારણકે પ્રકૃતિજન્ય ગુણો અવશ એવા સર્વ (પ્રાણી) પાસે કર્મ કરાવે છે. (૫)

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥

જે મૂઢાત્મા કર્મેંદ્રિયોને વશ કરીને મનવડે

* જે અવસ્થામાં કર્મો અકર્મરૂપ થઇ જાય છે અને ફળ ઉત્પન્ન કરી શકતાં નથી, તેનું નામ 'નૈષ્કર્મ્યભાવ' છે.

ઇંદ્રિયોના વિષયોનું ચિંતન કરતો રહે છે, તે મિથ્યાચારી–ઢોંગી–કહેવાય છે. (૬)

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥

પરંતુ હે અર્જુન ! મનવડે ઇંદ્રિયોને નિયમમાં રાખીને ફલેચ્છારહિત થઇને જે (મનુષ્ય) કર્મેંદ્રિયો વડે કર્મયોગ આરંભે છે, તે અતિ શ્રેષ્ઠ છે. (૭)

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

માટે તું અવશ્ય કર્મ કર; કેમકે કર્મ ન કરવા કરતાં કર્મ (કરવું) વધારે સારૂં છે, અને કર્મ નહિ કરવાથી તારી શરીરયાત્રા પણ સિદ્ધ થશે નહિ. (૮)

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥९॥

હે કૌંતેય ! યજ્ઞાર્થ–પ્રભુપ્રીત્યર્થ–કર્મ સિવાયનાં બીજાં કર્મવડે આ લોક કર્મના બંધનને પામે છે; માટે હે અર્જુન ! ફલાસક્તિ ત્યજીને તું યજ્ઞાર્થે કર્મ કર.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥

પૂર્વે યજ્ઞસહિત પ્રજાઓને સૃજીને બ્રહ્માએ કહ્યું કે આ યજ્ઞવડે તમે ઉન્નતિ કરો અને એ તમારા ઇષ્ટ મનોરથ આપનાર થાઓ. (અર્થાત્ અહીં કહેલા 'યજ્ઞ' શબ્દ ઉપરથી તેમાં આવશ્યક સંધ્યાવંદનાદિ નિત્યકર્મો પણ સમજવાં. વળી અહીં કરેલી કામ્ય-કર્મોની પ્રશંસા અસંગત લાગશે; પણ કર્મો નહિ કરવા કરતાં કામ્યકર્મો પણ કરવાં સારાં છે, એમ દર્શાવવા એ પ્રશંસા કરી છે.)(૧૦) આ યજ્ઞ વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમને સંતુષ્ટ કરે; એ રીતે પરસ્પર સંતુષ્ટ કરતા તમે પરમ કલ્યાણને પામશો.

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥१२॥

યજ્ઞ વડે સંતુષ્ટ થયેલા દેવો તમને ઇચ્છિત ભોગો આપશે; (પરંતુ) તેમણે આપેલા (ભોગો)ને તેમને નહિ આપીને જે (સ્વયં) ભોગવે છે, તે ચોરજ છે. (૧૨)

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥

યજ્ઞનું બચેલું જમનારા સત્પુરુષો સર્વ પાપો

થી મુક્ત થાય છે; પરંતુ જે પાપીઓ પોતાને માટે રાંધે છે, તેઓ પાપનુંજ ભોજન કરે છે. (૧૩)

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

અન્નથી પ્રાણીઓ(નાં શરીરો) થાય છે, અન્ન વરસાદથી થાય છે, વરસાદ યજ્ઞથી થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે; (૧૪) કર્મને જ્ઞાનથી ઊપજેલું તું જાણ, જ્ઞાન પરમાત્માથી ઉત્પન્ન થયું છે; માટે સર્વવ્યાપક પરમાત્મા નિત્ય યજ્ઞમાં રહેલા છે. (૧૫)

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥

હે પાર્થ! એ રીતે આ લોકમાં પ્રવર્તેલા ચક્રને જે અનુસરતો નથી, તે પાપરૂપ જીવનવાળો તથા ઇંદ્રિયલંપટ હોઇને વૃથા જીવે છે. (૧૬)

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥

પરંતુ જે મનુષ્ય આત્મામાંજ પ્રીતિવાળો, આત્મા-

માંજ તૃપ્ત રહેનારો તથા આત્મામાંજ સંતુષ્ટ રહેનારો હોય છે, તેને (કાંઈપણ) કર્તવ્ય હોતું નથી. (૧૭)

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥

આ સંસારમાં તેને કરેલા કર્મથી કાંઇજ પ્રયોજન નથી અને નહિ કરેલા કર્મથી પણ (કાંઈ પ્રયોજન) નથી; તથા તેને સર્વ પ્રાણીઓમાં કોઇ (પણ) પ્રયોજનનો સંબંધ હોતો નથી. (૧૮)

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥

માટે ફલમાં આસક્ત થયા વિના નિરંતર કર્તવ્ય કર્મને સારી રીતે તું કર; કેમકે આસક્તિરહિત થઇને કર્મ કરનાર પુરુષ મોક્ષને પામે છે. (૧૯)

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥

જનક વગેરે કર્મ વડેજ પરમ સિદ્ધિને પામ્યા છે; (એ પ્રમાણે) લોકસંગ્રહ પરજ દૃષ્ટિ રાખીને પણ તું કર્મ કરવાને યોગ્ય છે. (૨૦)

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।

स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥

શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરે છે તેને તેનેજ બીજા માણસો આચરે છે; વળી તે જેને પ્રમાણ કરે તેને લોક અનુસરે છે. (૨૧)

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥

હે પાર્થ ! મારે ત્રણે લોકમાં કાંઇ (પણ) કર્તવ્ય નથી કે નહિ મળેલું મેળવવાનું નથી, છતાં હું કર્મમાં પ્રવૃત્ત રહુંજ છું. (૨૨)

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥

કેમકે જો હું સાવધાન થઈ કર્મમાં પ્રવૃત્ત ન રહું તો હે પાર્થ ! મનુષ્યો સર્વ રીતે મારા માર્ગને અનુસરે.

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

જો હું કર્મ ન કરૂં તો આ લોકો નાશ પામે અને વર્ણસંકરનો કર્તા હું થાઉં તથા આ પ્રજાનો નાશ પણ હુંજ કરૂં. (૨૪)

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।

कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

હે ભારત ! જેમ કર્મમાં આસકત થયેલા અજ્ઞાનીઓ કર્મ કરે છે તેમ લોકસંગ્રહને કરવા ઇચ્છતો જ્ઞાની પુરુષ અનાસકત થઇને કર્મ કરે. (૨૫) જ્ઞાની પુરુષ કર્મમાં આસકિતવાળા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ ન ઉપજાવે, (પણ) અનાસકત થઇને (પોતે) સારી રીતે કર્મ કરતો અજ્ઞાનીઓને સર્વ કર્મો કરાવે. (૨૬)

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥

પ્રકૃતિના ગુણોવડે સર્વ પ્રકારે કર્મો કરાય છે (છતાં) અહંકારથી અતિ મૂઢ થયેલા ચિત્તવાળો (મનુષ્ય) 'હું કર્તા છું'' એમ માને છે. (૨૭)

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥

હે મહાબાહો ! ગુણ અને કર્મવિભાગના તત્ત્વને જાણનારો તો "ગુણોજ ગુણોમાં વર્તે છે" એમ માનીને આસકત નથી થતો. (૨૮)

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।

तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥

પ્રકૃતિના ગુણોવડે અત્યંત મૂઢ થયેલા (મનુષ્યો) ગુણ તથા કર્મમાં આસક્ત થાય છે; તે આત્માને નહિ જાણનારા અજ્ઞાનીઓને આત્મજ્ઞાની ચલિત ન કરે.

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्ध्यस्व विगतज्वरः ॥३०॥

વિવેકબુદ્ધિ વડે બધાં કર્મો મારામાં અર્પણ કરીને ફલાશા, મમતા તથા શોકરહિત થઇને તું યુદ્ધ કર.

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१॥

જે મનુષ્યો દોષબુદ્ધિ વિનાના તથા શ્રદ્ધાવાળા થઇને મારા આ મતને સદા આચરે છે તેઓ પણ કર્મોથી ( કર્મોના દોષોથી ) મુક્ત થાય છે. (૩૧)

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥

પરંતુ દોષદૃષ્ટિવાળા જેઓ મારા આ મતને આચરતા નથી તેઓને સર્વ જ્ઞાનમાં મહામૂઢ, અવિવેકી તથા નાશ પામેલા તું જાણ. (૩૨)

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।

प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ३३

જ્ઞાની (મનુષ્ય) પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે; પ્રાણીમાત્ર (પોતપોતાની) પ્રકૃતિને અનુસરે છે (ત્યાં) નિગ્રહ શું કરી શકશે ? (૩૩)

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥

(સર્વ) ઇંદ્રિયોના વિષયોમાં રાગ તથા દ્વેષ અવશ્ય રહેલા છે; તે બંનેને વશ ન થવું; કારણ-કે તેઓ આ (જીવ)ના શત્રુઓ છે. (૩૪)

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥

સુખથી આચરવા યોગ્ય પરધર્મ કરતાં ગુણરહિત એવો પણ સ્વધર્મ શ્રેયસ્કર છે; સ્વધર્મમાં મરવું કલ્યા-ણકારી છે; (પણ) પરધર્મ ભય ઉપજાવનાર છે. (૩૫)

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:–

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥

તો પછી હે કૃષ્ણ! ઇચ્છતો ન હોય છતાં આ પુરુષ કોનાથી પ્રેરાઇને પરાણે જોડેલાની પેઠે પાપકર્મ કરે છે?

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:–

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥

આ કામ એજ ક્રોધ છે; તે રજોગુણથી ઉત્પન્ન થાય છે; ઘણું ખાનારો અને મહાપાપી છે; આ સંસારમાં એને તું વૈરી જાણ. (૩૭)

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥

જેમ ધુમાડાથી અગ્નિ, મેલથી આરસી અને ઓરથી ગર્ભ ઢંકાયલો હોય છે તેમ એ કામવડે આ જ્ઞાન ઢંકાયલું છે. (૩૮)

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥

હે અર્જુન ! ( તૃષ્ણારૂપ અને ) અગ્નિની પેઠે કદી પણ તૃપ્ત ન થનાર આ કામરૂપી જ્ઞાનીના નિત્ય શત્રુએ જ્ઞાનને ઢાંકી દીધું છે. (૩૯)

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ આનાં આશ્રયસ્થાન

કહેવાય છે; આના વડે જ્ઞાનને ઢાંકી દઇને તે જીવાત્માને મોહ પમાડે છે. (૪૦)

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥

માટે હે ભરતશ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરીને જ્ઞાન (અને) વિજ્ઞાનનો નાશ કરનારા આ પાપી (કામ)નો નાશ કર. (૪૧)

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥

(શરીરથી) ઇંદ્રિયોને પર કહે છે, ઇંદ્રિયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે અને જે બુદ્ધિથી પર છે તે (આત્મા) છે. (૪૨)

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

હે મહાબાહો! એ પ્રમાણે (આત્માને) બુદ્ધિથી શ્રેષ્ઠ જાણીને, બુદ્ધિવડે મનને સ્થિર કરીને એ દુર્જય કામરૂપ શત્રુનો તું નાશ કર. (૪૩)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः॥३॥



# अध्याय ४ थो-कर्मब्रह्मार्पणयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:-

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥
एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥

મેં આ અવિનાશી યોગ સૂર્યને કહ્યો હતો, સૂર્યે મનુને કહ્યો હતો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. (૧) એ પ્રકારે પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા; હે પરંતપ! તે યોગ લાંબા કાળે આ લોકમાં નાશ પામ્યો છે. (૨)

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥

તેજ આ પુરાતન યોગ આજ મેં તને કહ્યો છે;

કેમકે આ ઉત્તમ રહસ્ય છે; વળી તું મારો ભક્ત અને મિત્ર છે. (૩)

अर्जुन उवाच। અર્જુન બોલ્યોઃ-

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

આપનો જન્મ હાલમાં છે અને સૂર્યનો જન્મ પહેલાં છે, તો આપે આ (રહસ્ય) આદિ(કાળ)માં કહ્યું હતું એમ હું શી રીતે જાણું ? (૪)

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યાઃ-

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥

હે અર્જુન! મારા અને તારા પુષ્કળ જન્મો વીતી ગયા છે, તે બધાને હું જાણું છું; (પણ) હે પરંતપ! તું નથી જાણતો. (૫)

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥

હું અજન્મા, અવ્યયાત્મા અને સર્વ પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાં પણ પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને પોતાની માયાવડે જન્મું છું. (૬)

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું શરીરને સૃજું છું–અર્થાત્ જન્મ લઉં છું. (૭) સત્પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપના માટે હું યુગે યુગે પ્રકટું છું. (૮)

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥

હે અર્જુન ! મારા દિવ્ય જન્મ તથા દિવ્ય કર્મને એ પ્રમાણે જે તત્ત્વથી જાણે છે તે દેહ ત્યજીને પુનર્જન્મ પામતો નથી (પણ) મને પામે છે. (૯)

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥

રાગ, ભય તથા ક્રોધ વિનાના, મારામય થયેલા, મારો આશ્રય લેનારા અને જ્ઞાનરૂપ તપવડે પવિત્ર થયેલા ઘણા (લોકો) મારા ભાવને પામ્યા છે. (૧૦)

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११॥

જેઓ મને જે પ્રકારે શરણે આવે છે તેજ પ્રકારે તેમને હું ભજું-ફળ આપું-છું; હે પાર્થ ! મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે છે. (૧૧)

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

આ લોકમાં કર્મોના ફળને ઇચ્છનારાઓ, દેવતાઓને પૂજે છે; કેમકે મનુષ્યલોકમાં કર્મજન્ય સિદ્ધિ (ફળ) તરત થાય છે. (૧૨)

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥

ગુણ અને કર્મના વિભાગને અનુસરીને મેં ચાર વર્ણ સૃજ્યા છે; તેનો કર્તા છતાં મને અકર્તા અને અવિકારી તું જાણ. (૧૩)

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥

મને કર્મો લેપતાં નથી; કેમકે મને કર્મફળમાં સ્પૃહા નથી; એ પ્રમાણે જે મને જાણે છે તે કર્મોવડે બંધાતો નથી. (૧૪) એવું સમજીને પૂર્વના પણ મુમુક્ષુઓએ કર્મ કરેલ છે; માટે તું (પણ) પ્રાચીનોએ કરેલાં તે અતિ પ્રાચીન કર્મનેજ કર. (૧૫)

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६

કર્મ શું અને અકર્મ શું એમ આમાં પંડિતો પણ મોહ પામ્યા છે; માટે તે કર્મ હું તને કહીશ, કે જેને જાણીને તું અશુભથી છૂટીશ. (૧૬)

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥

કર્મનું (તત્ત્વ) જાણવું જોઇએ; અકર્મનું (તત્ત્વ) જાણવું જોઇએ અને વિકર્મનું (તત્ત્વ) પણ જાણવું જોઇએ; કેમકે કર્મની ગતિ ગહન છે. (૧૭)

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥

કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને જે જુએ છે તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, તે યોગી છે અને તે સર્વ કર્મને (યથાવત્) કરનારો છે. (૧૮)

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९॥
त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥

જેના સર્વ આરંભો કામનાઓ અને સંકલ્પોથી રહિત હોય છે તથા જેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે તેને જ્ઞાની પુરુષો પંડિત કહે છે. (૧૯) કર્મફળની આસક્તિ ત્યજીને સદા સંતોષી (અને) આશ્રય વિનાનો (મનુષ્ય) કર્મમાં પ્રવૃત્ત થયો હોવા છતાં તે કાંઈ પણ કરતો નથી. (૨૦)

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥

આશારહિત, ચિત્ત અને શરીરને વશ રાખનારો તથા સર્વ પરિગ્રહને–ભોગનાં સાધનોને–ત્યજી દેનારો (મનુષ્ય) માત્ર શરીરસંબંધી કર્મ કરતો પાપને પામતો નથી. (૨૧)

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥२२

અનાયાસે જે મળે તેથી સંતુષ્ટ, (સુખદુઃખાદિ)

દ્વંદ્વોથી મુક્ત, વૈરબુદ્ધિરહિત તથા સિદ્ધિઅસિદ્ધિમાં સમભાવવાળો (મનુષ્ય) કર્મ કરીને પણ બંધાતો નથી.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥

સંગરહિત, મુક્ત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા તથા યજ્ઞને માટે કર્મનું આચરણ કરનારા ( મનુષ્ય )નાં સમગ્ર કર્મ નાશ પામે છે. (૨૩)

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥
दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥
श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६॥

અર્પણની ક્રિયા બ્રહ્મ છે, હોમવાના (પદાર્થ) બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોતાએ કરેલો હવન બ્રહ્મ છે (તથા) બ્રહ્મરૂપ કર્મમાં સમાધિવાળા તે હોતાએ પ્રાપ્ત કરવા યોગ્ય (ફળ) બ્રહ્મજ છે. (૨૪) કેટલાક યોગીઓ દૈવયજ્ઞનેજ ઉપાસે છે અને કેટલાક યજ્ઞવડે યજ્ઞનેજ બ્રહ્માગ્નિમાં હોમે છે. (૨૫) બીજાઓ કાન વગેરે

ઇંદ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે અને કેટલાક શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે. (૨૬)

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥
द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥

બીજા કેટલાક ઇંદ્રિયોનાં સર્વ કર્મોને અને દશ પ્રાણનાં કર્મોને જ્ઞાનવડે પ્રદીપ્ત કરેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે. (૨૭) બીજા કેટલાક દ્રવ્યયજ્ઞ કરનારા, તપોયજ્ઞ કરનારા, યોગયજ્ઞ કરનારા, સ્વાધ્યાય (તથા) જ્ઞાનયજ્ઞ કરનારા તથા યત્નશીલ (મુનિઓ) અતિ દૃઢ વ્રતરૂપી (યજ્ઞ) કરનારા હોય છે. (૨૮)

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥

વળી બીજાઓ અપાનમાં પ્રાણને તથા પ્રાણમાં અપાનને હોમે છે (અને) કેટલાક પ્રાણ તથા અપાનની ગતિને રોકીને પ્રાણાયામપરાયણ થાય છે. (૨૯)

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥

(વળી) નિયમિત આહારવાળા બીજાઓ પ્રાણોને પ્રાણોમાં હોમે છે; આ બધાય યજ્ઞને જાણનારાઓ યજ્ઞવડે પાપ ખપાવી ચૂકેલા હોય છે. (૩૦)

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१

યજ્ઞ કરતાં બાકી રહેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરનારાઓ સનાતન બ્રહ્મને પામે છે; હે કુરુશ્રેષ્ઠ! યજ્ઞ ન કરનારને આ લોક (સુખદાયી) નથી તો બીજો-પરલોક ક્યાંથી હોય? (૩૧)

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वान् एवं ज्ञात्वा विमोक्ष्यसे ३२

એ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો વેદના મુખમાં-વેદોદ્વારા વિસ્તરેલા છે, તે સર્વને કર્મવડે થયેલા તું જાણ; એમ જાણીને તું વિમુક્ત થઈશ. (૩૨)

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥
तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥
यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।

येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥

હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય* યજ્ઞ અધિક કલ્યાણકારી છે; (કેમકે) હે પાર્થ! સર્વ પ્રકારનાં સમગ્ર કર્મો જ્ઞાનમાં સમાપ્ત થાય છે. (૩૩) તે (જ્ઞાન)ને તું પ્રણામ કરીને વારંવાર પ્રશ્ન પૂછીને સેવા કરીને જાણ; તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને (તે) જ્ઞાનનો ઉપદેશ કરશે. (૩૪) હે પાંડવ! જેને જાણીને તું ફરી આવી રીતે મોહ નહિ પામે અને જે જ્ઞાનવડે સર્વ પ્રાણીઓને તું તારા આત્મામાં તેમજ મારામાં જોઈશ.

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

કદાચ તું બધા પાપીઓથી વધારે પાપ કરનારો હોઈશ, તોપણ જ્ઞાનરૂપ વહાણવડે સર્વ પાપ(રૂપ સમુદ્ર)ને તરી જઈશ. (૩૬)

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥

* જ્ઞાનની શુદ્ધિ-વૃદ્ધિ સાથે અંતઃકરણમાં તેમજ આચરણમાં શુદ્ધિ વધવાથી ધ્યાનયોગની યોગ્યતા આવીને સર્વ કર્મો છૂટી જાય છે તથા સર્વ વૃત્તિઓ પરમાત્મસમાધિમાં તલ્લીન થઈ જ્ઞાની જીવન્મુક્ત થાય છે.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥३८॥

હે અર્જુન ! જેમ સળગી ઊઠેલો અગ્નિ લાકડાંને ભસ્મીભૂત કરી નાખે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મીભૂત કરી નાખે છે; (૩૭) કારણકે, આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર (બીજું કંઈ) નથી. તે જ્ઞાનને યોગવડે સિદ્ધ થયેલો પુરુષ કાળે કરીને પોતે પોતામાં પ્રાપ્ત કરે છે. (૩૮)

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥३९॥

શ્રદ્ધાવાન, (જ્ઞાન માટે) તત્પર અને જિતેંદ્રિય પુરુષ જ્ઞાનને પ્રાપ્ત કરે છે; જ્ઞાન પ્રાપ્ત કરીને તરતજ તે પરમ શાંતિને પામે છે. (૩૯)

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

અજ્ઞાની તથા શ્રદ્ધારહિત અને સંશયાત્મા (મનુષ્ય) નાશ પામે છે; સંશયાત્મા(મનુષ્ય)ને આ લોક નથી, પરલોક નથી અને સુખ નથી. (૪૦)

योगसंन्यस्तकर्माणं ज्ञानसंच्छिन्नसंशयम् ।

आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१॥
तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥

હે ધનંજય! યોગદ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે અને જ્ઞાનવડે જેના સર્વ સંશયો નાશ પામ્યા છે એવા આત્મનિષ્ઠને કર્મો બાંધી શકતાં નથી; (૪૧) માટે હે ભારત! અજ્ઞાનથી ઉત્પન્ન થઈ હૃદયમાં રહેલા આ સંશયને પોતાની જ્ઞાનરૂપ તલવારવડે છેદીને કર્મયોગનું તું આચરણ કર (અને યુદ્ધ માટે) ઊભો થઈ જા. (૪૨)

इति श्रीमद्‌भगवद्‌गीतासूपनित्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पण-
योगो नाम चतुर्थोऽध्यायः ॥४॥

# अध्याय ५ मो-कर्मसंन्यासयोग

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:-

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

હે કૃષ્ણ! આપ કર્મસંન્યાસને-કર્મત્યાગને-અને પાછા કર્મયોગને વખાણો છો; તો એ બેમાં જે એક સુનિશ્ચિત કલ્યાણ હોય તે મને કહો. (૧)

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:-

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥

સંન્યાસ-કર્મત્યાગ-અને કર્મયોગ એ બંને શ્રેયસ્કર (મોક્ષ આપનાર) છે; તે બંનેમાં કર્મસંન્યાસ-કર્મત્યાગ-કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે. (૨)

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।

निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥

જે દ્વેષ કરતો નથી કે ઇચ્છા રાખતો નથી તેને સદા સંન્યાસી જાણવો; કેમકે હે મહાબાહો! (રાગદ્વેષાદિ) દ્વંદ્વરહિત એવો તે (વસિષ્ઠ, વ્યાસ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ, કબીર, નાનક, તુકારામ ઇત્યાદિ જેવા પ્રબળ વિશુદ્ધાત્માઓની પેઠે છેવટ સુધી બાહ્ય સંન્યાસ કરે નહિ તોપણ તે આંતરિક ધ્યાનયોગ અને પરમાત્મયોગ સાધી શકીને) અનાયાસે બંધનથી મુક્ત થાય છે.

सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥४॥

અજ્ઞાનીઓ સાંખ્યયોગ—કર્મત્યાગ—અને કર્મયોગને જુદા કહે છે, પંડિતો કહેતા નથી; કેમકે (ઉપર કહ્યું તેમ અસામાન્ય સાધક છેવટ સુધી કર્મયોગી જણાય અથવા તો શુક અને સનકાદિની પેઠે આદિથી અંત સુધી કર્મત્યાગી અને ધ્યાનયોગી રહે, પરંતુ) બેમાંના એકને પણ ઉત્તમ રીતે આચરનારો બંનેનું ફળ પામે છે. (૪)

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥

જે સ્થાન સાંખ્યમાર્ગીઓ મેળવે છે તેને યોગ-

માર્ગીઓ પણ પામે છે; સાંખ્ય અને યોગને જે એક જુએ છે તેજ (યથાર્થ) જુએ છે. (૫)

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥

હે મહાબાહો! કર્મયોગ વિનાનો કર્મસંન્યાસ—કર્મત્યાગ—પ્રાપ્ત કરવો કઠિન છે અને કર્મયોગયુક્ત મુનિ—સંન્યાસી—વિના વિલંબે બ્રહ્મને પામે છે. (૬)

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥

કર્મયોગયુક્ત, વિશુદ્ધ અંતઃકરણવાળો, દેહને વશ કરનારો, ઇંદ્રિયોને જિતનારો તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ થયેલા આત્માવાળો (મનુષ્ય) કર્મ કરે તો પણ લેપાતો નથી. (૭)

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥८॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥९॥

(કર્મ)યોગયુક્ત તત્ત્વવેત્તા જુએ છે, સાંભળે છે, સ્પર્શ કરે છે, સૂંઘે છે, ખાય છે, ચાલે છે, ઊંઘે છે,

શ્વાસ લે છે, (૮) બોલે છે, (મળ) ત્યાગ કરે છે, ગ્રહણ કરે છે, આંખ ઉઘાડે છે તથા મીંચે છે, છતાં પણ "ઇંદ્રિયોના વિષયોમાં ઇંદ્રિયો વર્તે છે" એમ ધારતો "હું કાંઇજ કરતો નથી" એમ માને છે. (૯)

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥

જે (મનુષ્ય) ફલાસક્તિ ત્યજી દઈ બ્રહ્મમાં અર્પણ કરીને કર્મો કરે છે તે, જળથી કમળપત્રની પેઠે, પાપથી લેપાતો નથી. (૧૦)

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये ॥११॥
युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते ॥१२॥

(કર્મ)યોગીઓ ફલાસક્તિ ત્યજીને શરીર, મન, બુદ્ધિ અને કેવળ ઇંદ્રિયોથી પણ અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરે છે. (૧૧) યોગયુક્ત પુરુષ કર્મફળને ત્યજીને નૈષ્ઠિક શાંતિને પામે છે, અને યોગરહિત પુરુષ કામના કરવાથી ફળમાં આસક્ત થઇને બંધાય છે.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।

नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥

संयमी (मनुष्य) मनवडे सर्व कर्मोने त्यजीने नव द्वारवाळा (देहरूप) नगरमां न कांइ करतो अने न करावतोज सुखेथी रहे छे. (१३)

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥

प्रभु लोकना कर्तापणाने, कर्मोने के कर्मफळना संयोगने उत्पन्न करतो नथी, परंतु (ए बधामां) स्वभाव–प्रकृति–प्रवर्ते छे. (तेथी ज्ञानपूर्वकना यत्न-वडे चित्तशुद्धि तथा सर्वेश्वरनी कृपा पामनारनुं तो ए बधुं सुधरी तथा फरी पण शके छे.) (१४)

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५॥

विभु–परमेश्वर–कोइनुं पाप के पुण्य लेतो नथी; (छतां) अज्ञानवडे ज्ञान ढंकायलुं छे, तेथी प्राणीओ मोह पामे छे. (१५)

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥

पण जेमनुं ते अज्ञान आत्मज्ञान वडे नाश पा-

મ્યું છે તેમનું તે જ્ઞાન સૂર્યની પેઠે પરમાર્થતત્ત્વને દર્શાવે છે (૧૬)

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥

તે (બ્રહ્મ)માંજ બુદ્ધિવાળા, તેજ જેનો આત્મા છે એવા, તેમાંજ નિષ્ઠાવાળા અને તેનોજ આશ્રય કરનારા પુરુષો જ્ઞાનવડે પાપરહિત થઇને, જ્યાં જઇને ફરી પાછું આવવું પડતું નથી તેને (મોક્ષને) પામે છે.(૧૭)

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥

પંડિતો વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કુતરામાં તથા ચંડાળમાં સમદૃષ્ટિવાળાજ હોય છે. (૧૮)

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥

જેમનું મન સમભાવમાં સ્થિત થયું છે તેમણે અહીંજ સંસાર જીત્યો છે; કારણકે બ્રહ્મ સર્વત્ર નિર્દોષ અને સમાન છે, તેથી તેઓ (સમદર્શી મનુષ્યો) બ્રહ્મમાંજ સ્થિત છે. (૧૯)

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥

સ્થિર બુદ્ધિવાળો, મોહરહિત અને બ્રહ્મમાં સ્થિત થયેલો બ્રહ્મજ્ઞાની (મનુષ્ય) પ્રિય પામીને હરખાતો નથી અને અપ્રિય પામીને ઉદ્વેગ પામતો નથી. (૨૦)

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥

બહારના વિષયભોગોમાં અનાસક્ત ચિત્તવાળો અંતઃકરણમાં જે સુખ મેળવે છે તે અક્ષય સુખને બ્રહ્મયોગમાં જોડાયલા ચિત્તવાળો તે અનુભવે છે.(૨૧)

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥

ઇંદ્રિયો ને વિષયોના સંબંધથી ઉત્પન્ન થનારા જે ભોગો છે તે દુઃખનાં કારણજ છે; કેમકે તે આદિ ને અંતવાળા છે; હે અર્જુન ! તેમાં વિવેકી (મનુષ્ય) રમણ કરતો નથી. (૨૨)

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥

જે મનુષ્ય શરીર છૂટવા પહેલાં કામ અને ક્રોધ-

થી ઊપજતા વેગને અહીંજ સહેવાને સમર્થ છે તે યોગી છે અને તે સુખી છે. (૨૩)

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥

જે યોગી આત્મામાંજ સુખવાળો, આત્મામાંજ ક્રીડાવાળો અને (માત્ર ગોખેલા જ્ઞાનવાળો નહિ પણ ચિત્ત અને ચારિત્ર્યની શુદ્ધિરૂપે) આત્મામાંજ પ્રકાશવાળો હોય છે તે બ્રહ્મભૂત થઇને બ્રહ્મનિર્વાણને પામે છે.

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥

જેમનો (પાપપુણ્યરૂપ) મેલ ક્ષીણ થયો છે, જેમના સંશયો છેદાઈ ગયા છે, જેમનું ચિત્ત વશ થયેલું છે અને જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં આસક્ત રહેનારા છે એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણને પામે છે. (૨૫)

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥

કામક્રોધથી રહિત, અંતઃકરણને વશ કરનારા અને જેઓએ આત્માને જાણ્યો છે એવા યતિઓને સર્વ સ્થિતિમાં બ્રહ્મનિર્વાણ વર્તે છે. (૨૬)

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥२७॥
यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥

વળી બહારના વિષયોને દૂર કરીને, બે ભ્રમરની મધ્યમાંજ (અર્ધાં મીચેલાં) ચક્ષુ સ્થાપીને, નાસિકાની અંદર ચાલનારા પ્રાણ તથા અપાનને સમાન કરીને, (૨૭) જેણે ઇંદ્રિયો, મન અને બુદ્ધિને વશ કર્યાં છે, તેમજ જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ જતાં રહ્યાં છે એવો જે મોક્ષપરાયણ મુનિ તે સદા મુક્તજ છે.

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥

યજ્ઞો અને તપના ભોક્તા, સર્વ લોકના મહેશ્વર અને સર્વ પ્રાણીના સુહૃદ્ એવા મને જાણીને (મનુષ્ય) શાંતિને પામે છે. (૨૯)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मसंन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥५॥



# अध्याय ६ ठो-आत्मसंयमयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:-

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥

જે (મનુષ્ય) કર્મફળનો આશ્રય નહિ કરતો કર્તવ્યકર્મ કરે છે તે "સંન્યાસી" છે અને "યોગી" છે; પણ અગ્નિરહિત અને ક્રિયારહિત થયેલો (સંન્યાસી કે યોગી) નથી. (૧)

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥

હે અર્જુન! જેને "સંન્યાસ" એમ કહે છે તેને તું "યોગ" જાણ; કેમકે (મનના) સંકલ્પો જેણે ત્યજ્યા ન હોય એવો કોઇ (મનુષ્ય) યોગી થતો નથી. (૨)

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।

योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

યોગમાં આરૂઢ થવા ઇચ્છતા મુનિને (નિષ્કામ) કર્મ સાધન કહેવાય છે અને યોગમાં આરૂઢ થયેલા તેજ મુનિને શમ (અર્થાત્ કર્મ અને કર્મફળમાં લુબ્ધ ન થવું, સર્વ સંકલ્પો ત્યજી દેવા અને ઇંદ્રિયો-ના વિષયમાં ફસાવું નહિ, એ) સાધન કહેવાય છે. (૩)

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

જ્યારે (મનુષ્ય) ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી તથા સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે ત્યારે યોગારૂઢ કહેવાય છે. (૪)

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો (પણ) આત્મા-ને અધોગતિએ લઇ જવો નહિ; કેમકે આત્માજ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે.

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥
जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।

शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥

જેણે આત્મા વડે આત્મા* જીત્યો છે તેનો આત્મા બંધુ છે પણ જેણે આત્મા જીત્યો નથી તેનો આત્મા-જ શત્રુની પેઠે શત્રુતામાં વર્તે છે. (૬) જેણે આત્માને જીત્યો છે અને જેણે પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી છે તેનો આત્મા પરમાત્મરૂપ થાય છે (અને) ટાઢ, તાપ, સુખદુઃખ તથા માન–અપમાનમાં તે સમભાવેજ રહે છે. (૭)

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥८॥

જેનો આત્મા જ્ઞાન–શાસ્ત્રનો ઉપદેશ–અને વિજ્ઞાન–અનુભવજન્ય જ્ઞાન–વડે તૃપ્ત થયો છે, જે વિકાર-રહિત, જિતેંદ્રિય અને માટીનું ઢેફું, પથ્થર અને સોના-ને સમાન ગણે છે તે યોગી યોગારૂઢ કહેવાય છે. (૮)

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥

સુહૃદ, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ, દ્વેષપાત્ર, બંધુઓ, સાધુઓ અને પાપીઓમાં પણ સમબુદ્ધિ-વાળો (મનુષ્ય) શ્રેષ્ઠ છે. (૯)

---

× મન વગેરે ઇંદ્રિયસમુદાય.

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

માટે યોગીએ ચિત્તને તથા શરીરને વશ કરી, આશારહિત અને પરિગ્રહરહિત થઇને એકાંતમાં એકલા રહી અંતઃકરણને સદા (યોગાભ્યાસમાં) જોડવું.

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

પવિત્ર સ્થાનમાં અતિ ઊંચુ નહિ ને અતિ નીચું નહિ એવું દર્ભ, મૃગચર્મ તથા વસ્ત્ર (એવા ક્રમવાળું) પોતાનું સ્થિર આસન સ્થાપીને, (૧૧) તે આસન પર બેસીને, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને વશ કરી તેમજ મનને એકાગ્ર કરીને, આત્મવિશુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો. (૧૨)

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥
प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥

દેહ, મસ્તક અને ડોકને સીધાં તથા અચળ રાખી, સ્થિર થઈને દિશાઓ તરફ ન જોતાં, પોતાની નાસિકાના અગ્રભાગને જોઈને, (૧૩) પ્રશાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઈને બ્રહ્મચર્યવ્રતમાં રહી, મનને વશ કરીને મારામાં ચિત્ત લગાડી મારા પરાયણ થઈ સમાધિનિષ્ઠ થઈ બેસવું. (૧૪)

युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

એ રીતે અંતઃકરણને નિત્ય યોગમાં જોડતો અને મનને સ્વાધીન રાખતો યોગી મારામાં રહેલી મોક્ષરૂપ નિષ્ઠાવાળી (પરમ) શાંતિને પામે છે. (૧૫)

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

હે અર્જુન ! બહુ ખાનારને, કેવળ નહિ ખાનારને, બહુ ઊંઘનારને તેમજ (કેવળ) જાગનારને યોગ (સિદ્ધ) થતોજ નથી. (૧૬)

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

(પણ) યોગ્ય આહારવિહારવાળાને, કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યથાયોગ્ય ઊંઘનાર–જાગનારને

યોગ દુઃખ હણનારો થાય છે. (૧૭)

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥

જ્યારે એકાગ્રતા પામેલું ચિત્ત આત્મામાંજ સ્થિર થાય છે અને (મનુષ્ય) સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થાય છે ત્યારે (તે) સમાધિનિષ્ઠ કહેવાય છે. (૧૮)

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥ १९ ॥

જેમ વાયુરહિત સ્થાનમાં રહેલો દીપક ડોલતો નથી (તેમ સમાધિનિષ્ઠ યોગીનું મન ચલિત થતું નથી) એ ઉપમા આત્માને યોગમાં જોડતા યોગીના વશ થયેલા ચિત્તની કહી છે. (૧૯)

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥२३

યોગાભ્યાસથી નિરુદ્ધ થયેલું ચિત્ત જ્યાં ઉપરામ પામે છે અને જ્યારે અંતઃકરણવડે આત્માને જોતો આત્મામાંજ સંતોષ પામે છે; (૨૦) વળી અતિંદ્રિય અને બુદ્ધિગ્રાહ્ય જે અનંત સુખ છે તેનો જ્યારે અનુભવ કરે છે; તેમજ (આત્મસ્વરૂપમાં) સ્થિત થયેલો આ–યોગી–તત્ત્વથી જ્યારે ચલિત થતોજ નથી (૨૧) અને જેને પામ્યા પછી બીજા (કોઈ)લાભને તેથી અધિક માનતો નથી તથા જેમાં સ્થિત થયેલો ભારે દુઃખથી પણ ચલિત કરાતો નથી, (૨૨) તે દુઃખસંયોગના અભાવને 'યોગ' નામે જાણવો; તે (યોગ)નું નહિ કંટાળેલા ચિત્તથી નિશ્ચયપૂર્વક (સાધકે) અનુષ્ઠાન કરવું. (૨૩)

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥२५

સંકલ્પથી ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓને સંપૂર્ણ ત્યજીને મનવડેજ ઇંદ્રિયોના સમૂહનું સર્વ તરફથી

નિયમન કરીને (૨૪) ધીરજથી વશ કરેલી બુદ્ધિવડે, ધીમે ધીમે (વિષયોથી) ઉપરામ પામવું અને મનને આત્મામાં સારી રીતે સ્થિર કરીને (બીજું) કાંઈ પણ ચિંતવવું નહિ. (૨૫)

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

ચંચળ અને અસ્થિર મન જે જે (કારણ)થી બહાર નીકળી જાય તે તે (કારણ)થી તેને રોકીને આત્મામાંજ વશ કરવું. (૨૬)

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

(આ રીતે) પ્રશાંત મનવાળા, રજોગુણથી રહિત, પાપશૂન્ય અને બ્રહ્મરૂપ થયેલા આ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. (૨૭)

युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

એ પ્રમાણે ચિત્તને સદા સમાધિનિષ્ઠ કરતો યોગી પાપરહિત થઇને બ્રહ્મ સાથે સંબંધવાળા અનંત સુખને અનાયાસે પામે છે. (૨૮)

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।

ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥

યોગયુક્ત અંતઃકરણવાળો સર્વત્ર સમદૃષ્ટિવાળો થઇને આત્માને સર્વ ભૂતોમાં રહેલો અને સર્વ ભૂતોને આત્મામાં (રહેલાં) જુએ છે. (૨૯)

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

જે મને સર્વત્ર જુએ છે અને સર્વને મારામાં જુએ છે તેને હું પરોક્ષ થતો નથી અને તે મને પરોક્ષ થતો નથી. (૩૦)

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

એકત્વનો આશ્રય કરી જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને ભજે છે, તે સર્વ પ્રકારે વર્તતો છતાં પણ મારામાં વર્તે છે. (૩૧)

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

હે અર્જુન ! જે સર્વ પ્રાણીઓમાં પોતાના દૃષ્ટાંતથી સુખ અથવા દુઃખને સમાન જુએ છે તે યોગીને શ્રેષ્ઠ માનેલો છે. (૩૨)

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:—

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ३३
चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

હે મધુસૂદન! જે આ સમભાવરૂપ યોગ આપે કહ્યો એની સ્થિતિ (મનની) ચંચળતાને લીધે હું સ્થિર જોતો નથી; (૩૩) કેમકે હે કૃષ્ણ! મન ચંચળ, વિહ્વળ કરનાર, બળવાન અને દૃઢ છે; તેનો નિગ્રહ વાયુની પેઠે હું અતિ દુષ્કર માનું છું. (૩૪)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥३५॥

હે મહાબાહો! ખરેખર, મન ચંચળ અને વશ કરવું કઠિન છે, તોપણ હે કૌંતેય! અભ્યાસ અને વૈરાગ્યવડે વશ કરાય છે. (૩૫)

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६

જેણે મનને વશ કર્યું નથી તેને યોગ દુર્લભ છે,

પણ વશ મનવાળો અને યત્ન કરતો (મનુષ્ય) ઉપાયથી (તેને) પ્રાપ્ત કરી શકે છે, એમ મારું માનવું છે.

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:-

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

હે કૃષ્ણ ! શ્રદ્ધાયુક્ત હોવા છતાં યત્નરહિત ન થવાથી યોગથી ચલિત થયેલા મનવાળો (સાધક) યોગનું ફળ નહિ પામીને કઈ ગતિને પામે છે ? (૩૭) હે મહાબાહો ! બ્રહ્મના માર્ગમાં વિમૂઢ, આશ્રયરહિત અને ઉભયભ્રષ્ટ થયેલો (તે સાધક) છિન્નભિન્ન થયેલા વાદળની પેઠે નાશ પામતો નથી ને ? (૩૮)

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥

હે કૃષ્ણ ! મારા આ સંશયને સંપૂર્ણ છેદવાને આપ યોગ્ય છો; આપ વિના બીજો આ સંશયને છેદનાર સંભવતો નથી. (૩૯)

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:-

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।

नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥
प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

હે પાર્થ ! આ લોકમાં કે પરલોકમાં તેનો વિનાશ નથી; કેમકે હે તાત ! શુભ કર્મ કરનાર કોઈ (મનુષ્ય) દુર્ગતિને પામતો નથી. (૪૦) યોગભ્રષ્ટ (મનુષ્ય) પુણ્ય કરનારાઓના લોકોને પામી, ઘણાં-વર્ષો સુધી (ત્યાં) રહીને પવિત્ર શ્રીમંતોના ઘેર જન્મે છે, (૪૧) અથવા બુદ્ધિમાન યોગીઓનાજ કુળમાં જન્મે છે; ખરેખર, લોકમાં આવો જે આ જન્મ તે અતિ દુર્લભ છે. (૪૨)

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥

ત્યાં પૂર્વ દેહના તે બુદ્ધિસંયોગને તે પામે છે અને પછી હે કુરુનંદન ! સંસિદ્ધિને માટે વિશેષ યત્ન કરે છે.

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

તેજ પૂર્વના અભ્યાસથી પરવશ થઇને પણ તે ખેંચાય છે; ખરેખર યોગનો જિજ્ઞાસુ પણ શબ્દ-બ્રહ્મ–વેદોક્ત કર્મફળ–ને ઓળંગી જાય છે. (૪૪)

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५॥

કાળજીથી યત્ન કરતો, નિષ્પાપ અને અનેક જન્મે સિદ્ધ થયેલો તે યોગી તે પછી પરમગતિને પામે છે.

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६

યોગી તપસ્વીઓથી અધિક, જ્ઞાનીઓથી પણ અધિક અને ( અગ્નિહોત્રાદિ ) કર્મ કરનારાઓથી પણ અધિક મનાયો છે; માટે હે અર્જુન ! તું યોગી થા.(૪૬)

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः॥४७॥

સર્વ યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાળો મારામાં જોડાયલા અંતઃકરણવડે મને ભજે છે તેને મેં શ્રેષ્ઠ યોગી માન્યો છે. (૪૭)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥६॥



# અધ્યાય ૭ મો–જ્ઞાનવિજ્ઞાનયોગ

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:–

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

હે પાર્થ ! મારામાં આસક્ત મનવાળો, મારા આશ્રયવાળો તથા યોગ કરતો તું સમગ્ર (વિભૂતિવાળા) મને, જે પ્રકારે સંશય વિના જાણીશ તે સાંભળ. (૧) હું તને વિજ્ઞાન સહિત આ જ્ઞાન સંપૂર્ણ કહીશ કે જેને જાણીને આ લોકમાં બીજું વિશેષ જાણવા જેવું બાકી રહેતું નથી. (૨)

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

હજારો મનુષ્યોમાં કોઇકજ સિદ્ધિને માટે યત્ન કરે છે અને યત્ન કરતા સિદ્ધોમાં પણ કોઇકજ મને તત્ત્વથી જાણે છે. (૩)

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠજ પ્રકારે વિભાગ પામેલી મારી આ પ્રકૃતિ છે. (૪) આ પ્રકૃતિ અપરા-ગૌણ છે, પણ હે મહાબાહો! આનાથી પરા-શ્રેષ્ઠ-પ્રકૃતિને જીવરૂપ તું જાણ કે જેના વડે આ જગત ધારણ કરાય છે. (૫)

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥

સર્વ ભૂતો આ બે પ્રકૃતિથી ઊપજેલાં છે એમ તું જાણ; સમગ્ર જગતનો ઉત્પાદક તથા સંહારક હું છું.

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥

હે ધનંજય! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કાંઇ પણ નથી (અને) દોરામાં મણિઓના સમૂહની પેઠે મારામાં આ સર્વ પરોવાયલું છે. (૭)

रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥
पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

હે કૌંતેય! જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું, સર્વ વેદોમાં પ્રણવ હું છું, આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ હું છું; (૮) વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું; સર્વ પ્રાણીઓમાં જીવન હું છું; અને તપસ્વીઓમાં તપ હું છું. (૯)

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥
बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

હે પાર્થ! સર્વ ભૂતોનું સનાતન બીજ તું મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ

હું છું; (૧૦) કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું; હે ભરતશ્રેષ્ઠ ! પ્રાણીઓમાં ધર્માનુકૂલ કામ હું છું. (૧૧)

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

વળી જે સાત્ત્વિક, રાજસિક તથા તામસિક એ પ્રમાણે જે ભાવો છે તેઓને મારાથીજ ઊપજેલા તું જાણ; હું તેઓમાં નથી પરંતુ તેઓ મારામાં છે.(૧૨)

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३

આ સર્વ જગત ત્રણ ગુણના વિકારરૂપ આ ભાવો વડે મોહિત થઈને એનાથી પર અને વિકારરહિત એવા મને જાણતું નથી. (૧૩)

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ १४ ॥

કેમકે મારી આ ગુણમયી દૈવી માયા તરવી કઠિન છે; જેઓ મનેજ શરણે થાય છે તેઓ આ માયાને તરે છે. (૧૪)

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।

**माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥**

માયાવડે હરાઈ ગયેલા જ્ઞાનવાળા, મૂઢ, પાપી અને આસુરી ભાવનો આશ્રય કરનારા અધમ પુરુષો મારે શરણે આવતા નથી. (૧૫)

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥**
**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥**

હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે; આર્ત-દુઃખી, જિજ્ઞાસુ, ધનની ઇચ્છાવાળો અને જ્ઞાની.* (૧૬) તેઓમાં ( જે

---

* (૧) જે રોગથી અથવા શરીરદુઃખથી પીડાતો હોય અને પોતાના દુઃખના નિવારણાર્થે પ્રભુને ઘણા કરુણભાવથી યાદ કરતો હોય તે આર્તભક્ત કહેવાય છે. જેમકેઃ-દ્રૌપદી, ગજરાજ, સુધન્વા વગેરે.

(૨) જે રાત્રિદિવસ પ્રભુને શોધવામાં-જાણવામાં-મચેલો રહે છે તે જિજ્ઞાસુ ભક્ત કહેવાય છે. જેમકેઃ-સાધન કરનારા ઋષિમુનિઓ, પરીક્ષિત રાજા વગેરે.

(૩) જે શરીરસુખ, સ્ત્રીસુખ, પુત્રસુખ, રાજ્યસુખ, સ્વર્ગસુખ અને બીજા સાંસારિક પદાર્થોની પ્રાપ્તિને માટે શ્રીપ્રભુને યાદ

મારા ધ્યાનમાં) સદા જોડાઈ રહેનારો અને અનન્ય ભક્તિવાળો જ્ઞાની છે તે અતિ ઉત્તમ છે; કારણકે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે (જ્ઞાની) મને (અત્યંત) પ્રિય છે. (૧૭)

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् १८

એ બધા ઉત્તમજ છે, પરંતુ જ્ઞાની તો મારો આત્માજ છે, એવો મારો મત છે; કેમકે તે સમાહિતચિત્તવાળો થઈને સર્વોત્તમ ગતિરૂપ મનેજ આશ્રય કરી રહ્યો છે. (૧૮)

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

બહુ જન્મોને અંતે જ્ઞાની "સર્વ કાંઈ વાસુદેવજ

---

કરે છે તે અર્થાર્થી ભક્ત કહેવાય છે. જેમકે:–ધ્રુવ, વિભીષણ, સુગ્રીવ આદિ.

(૪) જે શરીરનાં સુખદુઃખાદિને સહન કરીને કોઈ પણ ભોગ્ય પદાર્થની ઈચ્છા વિના અને કોઈ પણ અન્ય વસ્તુને જાણવાની ઈચ્છા વિના "શ્રીપ્રભુનું ભજન કરવું એ મારી ફરજ છે" એવું સમજીને રાત્રિદિવસ પ્રભુભજનમાં લીન રહે છે તે જ્ઞાનીભક્ત કહેવાય છે. જેમકે:–સનત્કુમાર, નારદ વગેરે.

છે" એમ જાણતો મને પામે છે; તેવો મહાત્મા અતિ દુર્લભ છે.× (૧૯)

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥

તે તે કામનાઓવડે હરાઇ ગયેલા જ્ઞાનવાળા તેમજ પોતાની પ્રકૃતિવડે બંધાયલા (મનુષ્યો) તે તે નિયમનો આશ્રય કરીને બીજા દેવતાઓને શરણે જાય છે.(૨૦)

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥

જે જે ભકત જે જે (મારા) સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે તેની તેની તેજ શ્રદ્ધાને હું અચળ કરૂં છું. (૨૧)

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।

---

× લૌકિક પદાર્થ માટે જેઓ મને ભજે છે તેઓ તે વસ્તુજ પામે છે; પણ પછી તેની અસારતા ઝટ અનુભવાતાં તેઓ મનેજ પામવા ઇચ્છીને સંસારમુક્ત થાય છે. વળી જે વિશેષ રજોગુણી તથા તમોગુણી પુરુષો પોતાની ઇચ્છા પૂરી થવા માટે ક્ષુદ્ર દેવો વગેરેને ઉપાસે છે તેઓ તો આ જન્મમરણરૂપ સંસારમાં ભટકયાજ કરે છે.

लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥२२

એ શ્રદ્ધાથી યુક્ત થઈને તે તેનું આરાધન કરે છે અને તે (દેવતા) દ્વારા મેંજ નિર્માણ કરેલા તે ઇષ્ટ વિષયોને પામે છે. (૨૨)

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥ २३ ॥

પરંતુ તે અલ્પ બુદ્ધિવાળાઓનું તે ફળ નાશવંત હોય છે; દેવોને પૂજનારા દેવોને પામે છે, (અને) મારા ભક્તો મનેજ પામે છે. (૨૩)

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

સર્વોત્તમ અને નિર્વિકાર એવા મારા પરમાત્મ-સ્વરૂપને નહિ જાણતા અવિવેકીઓ અપ્રકટ એવા મને પ્રાકટ્ય પામેલો માને છે. (૨૪)

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५

યોગમાયાથી ઢંકાયલો હું સર્વને પ્રત્યક્ષ નથી, (તેથી) આ મૂઢ લોક અજન્મા અને અવિનાશી એવા મને જાણતા નથી. (૨૫)

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥

હે અર્જુન! ભૂતકાળનાં, વર્તમાનકાળનાં તથા ભવિષ્યકાળનાં ભૂતોને હું જાણું છું, પરંતુ મને કોઇ જાણતું નથી. (૨૬)

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥ २७ ॥
येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ २८ ॥

હે ભારત! હે પરંતપ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા (રાગદ્વેષાદિ) દ્વંદ્વના મોહ વડે સર્વ પ્રાણીઓ ઉત્પત્તિસમયે સંમોહને પામે છે; (૨૭) પરંતુ જે પુણ્ય કર્મવાળાં મનુષ્યોનું પાપ નાશ પામ્યું હોય છે તેઓ દ્વંદ્વના મોહથી મુક્ત અને દૃઢ વ્રતવાળા થઈ મને ભજે છે. (૨૮)

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९

જેઓ મારો આશ્રય કરીને જરામરણથી છૂટવા માટે પ્રયત્ન કરે છે તેઓ તે બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને

અને સમસ્ત કર્મને જાણે છે. (૨૯)

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

જેઓ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞસહિત મને જાણે છે તે સમાહિત ચિત્તવાળા પુરુષો પ્રયાણ-કાળે પણ મને જાણે છે.* (૩૦)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्री-कृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ॥७॥



* આ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ શું તે હવે પછી-ના અધ્યાયમાં સમજાવે છે.



# अध्याय ८ मो–अक्षरब्रह्मयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:–

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

હે પુરુષોત્તમ! તે બ્રહ્મ શું? અધ્યાત્મ શું? કર્મ શું? અધિભૂત શું કહ્યું? અધિદૈવ શું કહેવાય છે? (૧) હે મધુસૂદન! આ શરીરમાં અધિયજ્ઞ કોણ (અને) કયે પ્રકારે છે? તથા વશ કરેલાં ચિત્તવાળાઓ વડે દેહ-ત્યાગસમયે આપ કેવી રીતે જણાઓ છો? (૨)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:–

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

જે નાશરહિત છે તે પરમબ્રહ્મ* છે, (તેનો) પોતાનો ભાવ તે અધ્યાત્મ કહેવાય છે અને ભૂતભાવની ઉત્પત્તિ કરનાર વિસર્ગ–વ્યવહાર–નું નામ કર્મ છે.(૩)

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥

નાશવંત પદાર્થ અધિભૂત છે અને પુરુષ (હિરણ્યગર્ભ )× અધિદૈવત છે તથા હે દેહધારીઓમાં શ્રેષ્ઠ ! હું જ આ દેહમાં અધિયજ્ઞ છું. (૪)

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥
यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।

* જીવ પણ અક્ષર(નાશરહિત) છે તો તે પણ પરબ્રહ્મ કેમ નહિ ? તેનો ઉત્તર એ છે કે, બ્રહ્મની પેઠે જીવ કાંઈ જગતનું મૂળ કારણ નથી. શ્રુતિ કહે છે કે, "एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणाः अभिवदंति ॥ અર્થાત્ હે ગાર્ગિ ! બ્રહ્મવેત્તાઓ જેને અક્ષરબ્રહ્મ કહે છે તેનેજ કારણરૂપ જાણવા." માટે જીવનું સ્વરૂપ જોતાં તે બ્રહ્મરૂપ નથી. જો કે પોતાના મૂળ સ્વરૂપે તો બધુંજ બ્રહ્મ છે; પણ અહીં એ વાત કહેવાનો ઉદ્દેશ નથી. માત્ર એ બંને વચ્ચે ફેર શું છે તે કહેવાનો ઉદ્દેશ છે.

× આ હિરણ્યગર્ભ સૂર્યમંડળના અધિષ્ઠાયક દેવ છે.

तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥

જે (મનુષ્ય) અંતકાળે મારૂંજ સ્મરણ કરતો શરીર છોડીને જાય છે તે મારા ભાવને પામે છે એમાં સંશય નથી; અથવા હે કૌંતેય! અંતકાળે (મનુષ્ય) જે જે ભાવનું સ્મરણ કરતો શરીરને છોડે છે તેને તેનેજ તે પામે છે; (કેમકે) સર્વદા તે ભાવની ભાવનાવાળો (તે) હોય છે. (૫,૬)

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥

માટે સર્વકાળમાં તું મારૂં સ્મરણ કર અને યુદ્ધ કર; મન અને બુદ્ધિને મારામાં જેણે અર્પણ કરેલાં છે એવો તું નિઃસંદેહ મનેજ પ્રાપ્ત થઇશ. (૭)

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८॥

હે પાર્થ! અભ્યાસયોગથી યુકત અને બીજે ન જનારા ચિત્તવડે ચિંતન કરનાર (મનુષ્ય) પરમ દિવ્ય પુરુષ—પરમાત્મા—ને પામે છે. (૮)

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः । सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं

तमसः परस्तात् ॥ ९ ॥ प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव । भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

સર્વજ્ઞ, પુરાણ–અનાદિ, સર્વના નિયંતા, સૂક્ષ્મથી સૂક્ષ્મ, સર્વને ધારનાર, અચિંત્ય રૂપવાળા, સૂર્યસમાન વર્ણવાળા અને અંધકારથી દૂર એવા પરમ પુરુષનું જે ચિંતન કરે છે તે (મનુષ્ય) ભક્તિ તથા યોગબળથી યુક્ત થઇને પ્રયાણકાળે અચળ મન વડે બે ભ્રૂકુટિના મધ્યમાં સારી રીતે પ્રાણને સ્થાપીને તે પરમ દિવ્ય પુરુષને પામે છે. (૯,૧૦)

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

વેદવેત્તાઓ જેને અક્ષર–અવિનાશી–કહે છે, રાગરહિત યતિઓ જેમાં પ્રવેશ કરે છે (અને) જેને ઇચ્છનારાઓ બ્રહ્મચર્યને પાળે છે તે પદ હું તને સંક્ષેપમાં કહું છું. (૧૧)

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥

સર્વ (ઇંદ્રિયરૂપી) દ્વારોને રોકીને અને મનને હૃદયમાં નિરોધીને પોતાના પ્રાણને મસ્તકે—બ્રહ્મરંધ્રમાં—સ્થાપીને યોગધારણાનો આશ્રય કરનારો (૧૨) જે (મનુષ્ય) 'ૐ' એવા એકાક્ષરરૂપ બ્રહ્મનું ઉચ્ચારણ કરતો અને મારૂં સ્મરણ કરતો, દેહ ત્યજી પ્રયાણ કરે છે તે પરમગતિને પામે છે. (૧૩)

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥

હે પાર્થ ! જે બીજામાં ચિત્ત નહિ રાખતો નિત્ય અવિચ્છિન્ન મારૂં સ્મરણ કરે છે તે નિત્યયુક્ત યોગીને હું સુલભ છું. (૧૪)

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५

મને પામીને પરમ સંસિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાત્માઓ દુઃખના સ્થાનરૂપ અને અશાશ્વત એવા પુનર્જન્મને પામતા નથી. (૧૫)

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।

**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥**

હે અર્જુન! બ્રહ્મલોક સુધીના લોક પુનરાવૃત્તિ પામનારા છે;* પરન્તુ હે કૌંતેય! મને પ્રાપ્ત કરીને પુન-

---

* એમ બ્રહ્મલોક પણ નાશવંત હોવાથી ત્યાં ગયેલા અજ્ઞાની લોકોનો પણ નાશજ થાય; અને જેઓ ઉપલા ક્રમે મોક્ષદાયક ઉપાસના કરીને બ્રહ્મલોકમાં જાય, તેઓ ત્યાં પૂર્ણજ્ઞાની થઇને બ્રહ્માની સાથે મોક્ષ પામે છે. જેમકે:—

"ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।
परस्यान्ते कृतात्मानः प्रविशंति परंपदम् ॥"

અર્થાત્ બ્રહ્માના પરમ આયુષ્યને અંતે મહાપ્રલય થાય ત્યારે જેઓની વૃત્તિ બ્રહ્મરૂપ થયેલી હોય તે સર્વ મહાત્માઓ બ્રહ્માની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે." પણ જેઓ માત્ર કર્મ-વડેજ બ્રહ્મલોકમાં જાય છે, તેમને મુક્તિ મળતી નથી.

શંકા:–જો બ્રહ્મલોક આદિનો પણ ત્રિલોકીની પેઠે નાશ થતો હોય તો પુરાણો તેમને ઉત્તમ કેમ ગણે? જેમકે:–

"तपस्विनो दानशीला वीतरागास्तितिक्षवः ।
त्रिलोक्या उपरि स्थानं लभंते शोकवर्जितम् ॥"

"તપસ્વી, દાતા, આસક્તિરહિત તથા સહનશીલ પુરુષો ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્લોક, એ ત્રિલોકીથી ઉપરના જે મહર્ આદિ શોકવર્જિત ઉત્તમ લોક છે ત્યાં જાય છે."

ઉત્તર:–ત્રિલોકી કરતાં તેની ઉપરના બ્રહ્મલોક સુધીના લોકો મોડા નાશ પામે છે તેથી તેમને ઉત્તમ કહ્યા છે; તે નાશ નહિ થવાના અભિપ્રાયથી કહ્યા નથી; એમ સમજાવવા માટે હવે

જન્મ રહેતો નથી. (૧૬)

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥

હજાર યુગ× સુધીનો બ્રહ્માનો જે દિવસ છે અને હજાર યુગ સુધીની તેમની જે રાત્રિ છે તેને જે મનુષ્યો જાણે છે તેઓ દિવસ–રાત્રિને જાણનારા છે. (૧૭)

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

બ્રહ્માની રાત્રિ અને દિવસનું પ્રમાણ તથા બ્રહ્માનો દિવસ થતાં ત્રિલોકી ઉત્પન્ન થાય છે અને રાત્રિ થતાં ત્રિલોકીનો લય થાય છે એ વાત કહે છે.

× ઉપર કહેલા યુગ શબ્દને ચાર યુગના અર્થમાં જાણવો. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, "चतुर्युगसहस्रं तु ब्रह्मणो दिनमुच्यते । અર્થાત્ ચાર હજાર યુગ તે બ્રહ્માનો દિવસ કહેવાય છે." એમાં 'ब्रह्मणः' શબ્દથી બ્રહ્મા ઉપરાંત મહર્લોક આદિના નિવાસી પણ સમજવા. બ્રહ્માના આયુષ્યની ગણના આ પ્રમાણે કહી છે:—

મનુષ્યોનું વર્ષ તે દેવોનો રાત્રિ–દિવસ છે; એવા દિવસો પ્રમાણે પક્ષ, માસ અને વર્ષની ગણતરી કરતાં ૧૨ હજાર વર્ષના ચાર યુગ થાય છે. એવા ચાર હજાર યુગ (અથવા યુગોની એક હજાર ચોકડી) વડે બ્રહ્માનો એક દિવસ થાય છે; અને તેવડીજ તેમની રાત્રિ થાય છે; તથા એવાં દિવસ–રાત્રિવડે પક્ષ, માસ અને વર્ષ ગણતાં એવાં સો વર્ષ જેટલું બ્રહ્માનું પરમ આયુષ્ય છે.

(બ્રહ્માનો) દિવસ આવે છે ત્યારે અવ્યક્તથી સર્વ વ્યક્તિઓ પ્રકટે છે અને રાત્રિ આવે છે ત્યારે તે અવ્યક્ત નામવાળામાંજ લય પામે છે. (૧૮)

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

હે પાર્થ! તેજ આ પ્રાણીઓનો સમૂહ પ્રકટી પ્રકટીને રાત્રિ આવે છે ત્યારે પરવશ થઈ લય પામે છે અને દિવસ આવે છે ત્યારે ઉત્પન્ન થાય છે. (૧૯)

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

પરન્તુ તે અવ્યક્તથી પણ જુદો બીજો અવ્યક્ત સનાતન જે ભાવ છે તે, સર્વભૂતો નાશ પામે છે છતાં, નાશ પામતો નથી. (૨૦)

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥ २१ ॥

(એ) અવ્યક્ત 'અક્ષર' એમ કહેવાય છે અને તેને (શ્રુતિઓ) પરમગતિ કહે છે; જેને પામીને જ્ઞાનીઓ પાછા (સંસારમાં) આવતા નથી તે મારૂં પરમ ધામ છે.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।

**यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥**

હે પાર્થ ! ભૂતો જેની અંદર રહ્યાં છે અને જેના વડે આ સર્વ વ્યાપેલું છે તે 'પરપુરુષ' તો અનન્ય ભક્તિ વડે પ્રાપ્ત કરી શકાય છે. (૨૨)

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

હે ભરતશ્રેષ્ઠ ! હવે જે કાળે મરણ પામેલા યોગીઓ અનાવૃત્તિ–મોક્ષને–તથા આવૃત્તિ–પુનર્જન્મને– પામે છે તે કાળને હું કહું છું. (૨૩)

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥**

×અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ અને છ મહિનારૂપ ઉત્તરાયણમાં પ્રયાણ કરી ગયેલા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને પ્રાપ્ત થાય છે* (૨૪)

× આ શ્લોક ઉપર શ્રીશંકરાચાર્ય આમ કહે છેઃ–અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ અને ઉત્તરાયણના છ માસ એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે પ્રયાણ કરી ગયેલા બ્રહ્મવેતાઓ બ્રહ્મને પામે છે.

* પણ શ્રી૦ રામાનુજ તથા વલ્લભાચાર્ય કહે છે કે અગ્નિ આદિ સમયમાં ગમન કરનારા બ્રહ્મવેત્તાઓજ બ્રહ્મને પામે છે.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

તેમજ ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ અને છ મહિનારૂપ દક્ષિણાયન, એ સમયમાં (જનારો)[1] યોગી ચંદ્રના જ્યોતિને પ્રાપ્ત થઇ પાછો આવે છે.[2] (૨૫)

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽवर्तते पुनः ॥ २६ ॥
नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।

---

અર્થાત્ આ ગતિ સામાન્ય જનો માટે કહી નથી.

(મૂળમાં બ્રહ્મવિદ્ શબ્દનો પ્રયોગ છે તેથી ઉપરનો ભાવ મૂળનેજ અનુસરતો ગણાય, એટલે તેમાં દર્શાવેલી ગતિ સામાન્ય જનો માટે નજ હોય. —ભિક્ષુ અખંડાનંદ)

૧. આ શ્લોક ઉપર શ્રી. શંકરાચાર્ય આમ કહે છેઃ–ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે જનારો યોગી ચંદ્રલોકને પામીને છેવટે પાછો અહીં જન્મ ધારણ કરે છે.

૨. શ્રીરામાનુજ તથા વલ્લભાચાર્યનું કહેવું છે કે જે યોગીઓના હૃદયબળનો પૂરો વિકાસ થયો નથી, જેથી મનોબળદ્વારા ઉત્તરાયણકાળમાં શરીરનો ત્યાગ કરી શકતા નથી, તેઓ ચંદ્રલોકમાં જઇને કાલાંતરમાં પોતાની ઉન્નતિ કરવા માટે પુનર્જન્મ લે છે.

तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

ખરેખર! જગતની આ શુકલ* અને કૃષ્ણ ગતિઓ નિત્ય મનાયલી છે; એકથી પાછા આવતા નથી અને બીજીથી ફરી (સંસારમાં) પાછા આવે છે. (૨૬) હે પાર્થ! આ બંને માર્ગોને જાણતો કોઈ યોગી મોહ પામતો નથી; માટે હે અર્જુન! તું સર્વ કાળમાં યોગયુકત થા. (૨૭)

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् । अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

આ જાણીને યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં તથા દાનોમાં જે પુણ્યનું ફળ કહ્યું છે તે સર્વને ઓળંગી જાય છે અને પરમ આદિ સ્થાનને પામે છે. (૨૮)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगो नाम अष्टमोऽध्यायः ॥८॥

---

* શુકલ એટલે દેવયાન માર્ગ અને કૃષ્ણ એટલે પિતૃયાન માર્ગ.

# અધ્યાય ૯ મો-રાજવિદ્યા-રાજગુહ્યયોગ

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:-

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥

વળી તું અસૂયારહિત એવા તને વિજ્ઞાનસહિત આ ગુહ્યતમ જ્ઞાન* કહું છું, જેને જાણીને તું અશુભથી મુક્ત થઈશ. (૧)

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥

આ (ગુહ્યતમ જ્ઞાન) વિદ્યાઓનો રાજા છે, ગુહ્યોનો રાજા છે (અને) ઉત્તમ, પવિત્ર, પ્રત્યક્ષ જણાય એવું, ધર્મયુક્ત, અવિનાશી અને આચરવામાં સુખકારી છે.

---

* ધર્મવિષયક જ્ઞાન "ગુહ્ય" કહેવાય છે; આત્મજ્ઞાન "ગુહ્યતર" અને પરમાત્મજ્ઞાન "ગુહ્યતમ" કહેવાય છે.

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥३॥

હે પરંતપ ! આ ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનારા પુરુષો મને નહિ પામીને મૃત્યુવાળા સંસાર માર્ગમાં પાછા આવે છે. (૩)

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥

અવ્યકત સ્વરૂપવાળા મારા વડે આ સર્વ જગત વ્યાપ્ત છે, સર્વ ભૂતો મારામાં રહેલાં છે, પણ હું તેઓમાં રહેલો નથી. (૪)

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥

વળી ભૂતો મારામાં રહેલાં નથી; મારો ઐશ્વરી યોગ તું જો ! ભૂતોને ઉત્પન્ન કરતો તથા ભૂતોને ધારણ કરતો મારો આત્મા ભૂતોમાં રહેલો નથી. (૫)

यथाऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥

જેમ સર્વત્ર ગતિ કરનાર મહાન વાયુ સર્વદા આકાશમાં રહેલો છે, તેમ સર્વ ભૂતો મારામાં રહેલાં

છે એમ તું જાણ. (૬)

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥

હે કૌંતેય! કલ્પાંતે સર્વ ભૂતો મારી પ્રકૃતિને (વિષે લય) પામે છે (અને) કલ્પારંભે તેઓને હું ફરી સૃજું છું. (૭)

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥

હું પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને પ્રકૃતિને વશ થવાથી પરતંત્ર એવા સમગ્ર આ ભૂતસમૂહને વારંવાર સૃજું છું. (૮)

न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥

(છતાં) હે ધનંજય! તે કર્મોમાં આસક્ત નહિ થયેલા અને ઉદાસીનની પેઠે રહેતા મને તે કર્મો બાંધી શકતાં નથી. (૯)

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥

હે કૌંતેય! અધ્યક્ષ એવા મારા લીધે પ્રકૃતિ સ્થા-

ચર-જંગમ (જગત)ને ઉત્પન્ન કરે છે; આ કારણથી જગત અનેક પ્રકારે ભમ્યા કરે છે. (૧૦)

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

ભૂતોના મહાન ઇશ્વર એવા મારા ઉત્કૃષ્ટ પરમાત્મતત્ત્વને નહિ જાણતા મૂઢ–અજ્ઞાનીઓ–મનુષ્યો શરીર ધારણ કરી રહેલા મારી અવજ્ઞા કરે છે. (૧૧)

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः॥ १२॥

(કેમકે) વૃથા આશાવાળા, વૃથા કર્મવાળા (અને) મિથ્યા જ્ઞાનવાળા અવિવેકીઓ મોહ કરનારી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનોજ આશ્રય કરી રહ્યા હોય છે.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

પરંતુ હે પાર્થ ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરનારા અને બીજામાં ચિત્ત નહિ રાખનારા મહાત્માઓ તો મને ભૂતોના કારણરૂપ અને અવિનાશી જાણીને ભજે છે. (૧૩)

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४॥

નિરંતર મારૂં કીર્તન કરતા, યત્નશીલ, દૃઢ વ્રતવાળા અને ભક્તિથી મને નમસ્કાર કરતા (તેઓ) નિત્ય (મારામાં) જોડાયલા રહી મને ઉપાસે છે. (૧૪)

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

વળી બીજાઓ જ્ઞાનયજ્ઞથી મારૂં યજન કરતા એકત્વભાવે મને ઉપાસે છે; કેટલાક ભેદભાવે ઉપાસે છે અને કેટલાક વિશ્વરૂપ એવા મને અનેક પ્રકારે ઉપાસે છે. (૧૫)

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

હું (શ્રૌત) યજ્ઞ છું, હું (સ્માર્ત) યજ્ઞ છું, (પિતૃઓને અર્પણ કરાતું) સ્વધા (અન્ન) હું છું, હું ઔષધ છું, હું મંત્ર છું, હું જ ઘી છું, હું અગ્નિ છું અને હું હવનક્રિયા છું. (૧૬)

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

આ જગતનો પિતા, માતા, ધાતા—પ્રાણીઓને કર્મફળ આપનાર—અને પિતામહ હું છું; જાણવા યોગ્ય,

પવિત્ર, ૐકાર, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ હું જ છું. (૧૭)

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥

ગતિ, પોષણકર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, સુહૃદ, ઉત્પત્તિ, પ્રલય, સ્થાન, નિધાન–સ્થાપન–તથા અવિનાશી બીજ હું છું. (૧૮)

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥

હું (સૂર્યરૂપે) તપું છું, જળને ખેંચું છું તથા વરસાવું છું, ને હે અર્જુન! અમૃત તથા મૃત્યુ, સત્ ને અસત્ (પણ) હું જ છું. (૧૯)

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं
प्रार्थयंते । ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति
दिव्यान्दिवि देवभोगान् ॥२०॥

ત્રણ વેદને જાણનારા, સોમ પીનારા તથા નિષ્પાપ થયેલા મનુષ્યો યજ્ઞોવડે મને પૂજીને સ્વર્ગપ્રાપ્તિને ઇચ્છે છે; તેઓ પુણ્યના ફળરૂપ ઇંદ્રલોકને પામીને સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગોને ભોગવે છે. (૨૦)

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति । एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥ २१ ॥**

તેઓ તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થાય છે ત્યારે મનુષ્યલોકને પામે છે; એ પ્રમાણે વેદોક્ત ધર્મનો આશ્રય કરનારા ભોગેચ્છુઓ ગમનાગમનને પામે છે. (૨૧)

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥**

એકત્વભાવને પામેલા અને મારું ચિંતન કરતા જે મનુષ્યો મને સંપૂર્ણ રીતે ઉપાસે છે તે નિત્ય સમાહિત ચિત્તવાળાઓના યોગ–અપ્રાપ્તની પ્રાપ્તિ–તથા ક્ષેમ–પ્રાપ્તની રક્ષા–ને હું ચલાવું છું. (૨૨)

**येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।**
**तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥**

હે કૌંતેય ! જેઓ બીજા દેવના ભક્ત હોઇ શ્રદ્ધાયુક્ત થઇ (તેમનું) પૂજન કરે છે તેઓ પણ અવિધિપૂર્વક મનેજ પૂજે છે. (૨૩)

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।**

न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥

કારણકે સર્વ યજ્ઞોનો ભોકતા અને પ્રભુ હું જ છું; પરન્તુ તેઓ (અન્ય દેવતાના ભકતો) મને યથાર્થ સ્વરૂપે નથી જાણતા તેથી (સંસારમાં) પડે છે. (૨૪)

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥

દેવોને ભજનારા દેવોને પામે છે, પિતૃઓને ભજનારા પિતૃઓને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતોને પામે છે અને મને પૂજનારા મને પામે છે. (૨૫)

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

જે મને પત્ર, પુષ્પ, ફળ કે જળ ભકિતથી અર્પણ કરે છે તે શુદ્ધ બુદ્ધિવાળા (ભકત)ના ભકિતપૂર્વક અર્પણ કરેલાંને હું સ્વીકારૂં છું. (૨૬)

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે હે કૌંતેય! મને અર્પણ (મારે નિમિત્ત) કર. (૨૭)

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

એ પ્રકારે તું શુભાશુભ ફળવાળાં કર્મબંધનોથી છૂટી જઇશ અને સંન્યાસયોગથી (કર્મફળ ત્યાગથી) યુક્ત ચિત્તવાળો (તું) મુક્ત થઇને મને પામીશ. (૨૮)

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९

હું સર્વ ભૂતોમાં સમાન છું, મારો (કોઇ) દ્વેષપાત્ર નથી કે પ્રિય નથી; તોપણ જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેઓમાં છું. (૨૯)

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥

અતિશય દુરાચારી પણ બીજાને નહિ ભજતો જો મને ભજે તો તેને સાધુજ માનવો યોગ્ય છે; કારણકે તે સારી રીતે નિશ્ચય પર આવી ચૂક્યો છે. (૩૦)

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

તે સત્વર ધર્માત્મા થાય છે અને સર્વદા શાંતિને પામે છે; હે કૌંતેય! તું નિશ્ચય જાણ કે મારો ભક્ત

નાશ પામતો નથી. (૩૧)

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्॥३३॥

કેમકે હે પાર્થ! જેઓ પાપયોનીવાળા, સ્ત્રીઓ વૈશ્યો તથા શૂદ્રો છે તેઓ પણ મારો આશ્રય કરીને પરમગતિને પામે છે; (૩૨) તો પછી પવિત્ર બ્રાહ્મણો, ભકતો તથા રાજર્ષિઓ (પરમગતિને પામે એમાં કહેવુંજ) શું? માટે અનિત્ય (અને) સુખરહિત આ લોકને પામીને તું મને ભજ. (૩૩)

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः॥३४॥

તું મારામાં મનવાળો, મારો ભકત તથા મને પૂજનારો થા, અને મને નમસ્કાર કર; એ પ્રમાણે અંતઃકરણને જોડીને મારા પરાયણ થયેલો તું મનેજ પામીશ. (૩૪)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्या-राजगुह्ययोगो नाम नवमोऽध्यायः॥९॥



# अध्याय १० मो-विभूतियोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:-

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

હે મહાબાહો! ફરી પણ મારું શ્રેષ્ઠ વચન તું સાંભ-ળ, જે પ્રસન્ન થતા તને હિતની ઇચ્છાથી હું કહીશ.(૧)

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

મારી ઉત્પત્તિને દેવગણો અને મહર્ષિઓ જાણતા નથી; કેમકે હું દેવો અને મહર્ષિઓના સર્વ પ્રકારે આદિ-કારણ-રૂપ છું. (૨)

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

જે મને અજન્મા, અનાદિ અને સર્વ લોકોનો

મહેશ્વર જાણે છે તે મૂઢતારહિત પુરુષ મનુષ્યોમાં સર્વ પાપોથી મુક્ત થાય છે. (૩)

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

બુદ્ધિ, જ્ઞાન, મોહરહિતપણું, ક્ષમા, સત્ય, દમ–ઇંદ્રિયનિગ્રહ–શમ–મનોનિગ્રહ–સુખ, દુઃખ, ઉત્પત્તિ, વિનાશ, ભય, અભય, (૪) અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ અને અપયશ–આ જુદા જુદા પ્રકારના પ્રાણીઓના ભાવ મારાથીજ થાય છે. (૫)

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

પૂર્વકાળના સાત મહર્ષિઓ, ચાર (સનકાદિક) તથા (ચૌદ) મનુઓ, જેમની આ પ્રજાઓ લોકમાં છે તેઓ, મારામાં ભાવવાળા અને (મારા) મનથી ઉત્પન્ન થયેલા છે. (૬)

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

મારી આ વિભૂતિ તથા યોગને જે યથાર્થ જાણે છે તે (મનુષ્ય) અવિચળ યોગથી યુક્ત થાય છે, એમાં સંશય નથી. (૭)

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥८॥

હું સર્વની ઉત્પત્તિનું કારણ છું અને મારાથી સર્વ પ્રવર્તે છે, એમ સમજીને વિદ્વાનો ભાવયુક્ત થઇને મને ભજે છે. (૮)

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥९॥

મારામાં ચિત્તવાળા, મારામાં પ્રાણ (ચેષ્ટાઓ) અર્પણ કરનારા, પરસ્પર મારો બોધ કરતા અને મારૂં કથન કરતા (તેઓ) સદા સંતુષ્ટ રહે છે તથા આનંદને પામે છે. (૯)

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०॥

સતત (મારામાં) ધ્યાનયુકત રહેતા અને પ્રીતિપૂર્વક ભજતા તેઓ (વિદ્વાનો)ને હું એવો બુદ્ધિયોગ આપું છું કે જેનાથી તેઓ મને પ્રાપ્ત થાય છે. (૧૦)

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।

नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

તેમના પરજ અનુગ્રહ કરવા માટે (તેમના) આત્મ-ભાવમાં રહેલો હું પ્રકાશમાન જ્ઞાનદીપકવડે અજ્ઞાન-જન્ય અંધકારનો નાશ કરૂં છું. (૧૧)

अर्जुन उवाच। અર્જુન બોલ્યોઃ–

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

આપ પરબ્રહ્મ, પરમધામ અને પરમ પવિત્ર છો; સર્વ ઋષિઓ તથા દેવર્ષિ નારદ, અસિત, દેવલ અને વ્યાસ આપને પુરુષ, શાશ્વત, દિવ્ય, આદિ દેવ, અજન્મા અને વ્યાપક કહે છે અને આપ પોતે પણ મને (એમજ) કહો છો. (૧૨,૧૩)

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥
स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

હે કેશવ! આપ જે મને કહો છો તે સર્વ હું

સત્ય માનું છું; કારણકે હે ભગવન્ ! આપના પ્રાક-ટ્યને દેવો અને દાનવો પણ જાણતા નથી. (૧૪) હે પુરુષોત્તમ! હે ભૂતોને ઉત્પન્ન કરનાર! હે ભૂતોના ઈશ્વર! હે દેવોના દેવ! હે જગત્પતે! આપ પોતેજ પોતાવડે પોતાને જાણો છો. (૧૫)

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६

આપ જે વિભૂતિઓવડે આ લોકોમાં વ્યાપી રહ્યા છો તે પોતાની દિવ્ય વિભૂતિઓ સંપૂર્ણ કહેવાને આપજ યોગ્ય છો. (૧૬)

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥

હે યોગિન્! સદા આપનું ચિંતન કરતો હું આપને કઇ રીતે જાણું? હે ભગવન્! કયા કયા ભાવોમાં આપ મારાવડે ચિંતવવા યોગ્ય છો? (૧૭)

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

હે જનાર્દન! પોતાનો યોગ અને વિભૂતિ ફરી વિસ્તારથી આપ કહો; કેમકે (આપનાં વચનરૂપ) અમૃતને સાંભળતાં મને તૃપ્તિ (થતી) નથી. (૧૮)

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યાઃ–

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥१९॥

હવે મારી દિવ્ય વિભૂતિઓ મુખ્યતઃ હું તને કહીશ; કેમકે હે કુરુશ્રેષ્ઠ! મારા વિસ્તારનો (તો) અંત નથી. (૧૯)

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥

હે ગુડાકેશ! સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો હું આત્મા છું અને ભૂતોનો આદિ, મધ્ય ને અંત હું જ છું. (૨૦)

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान्।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥

આદિત્યોમાં વિષ્ણુ હું છું, જ્યોતિઓમાં કિરણોવાળો સૂર્ય, વાયુમાં મરીચિ અને નક્ષત્રોમાં ચંદ્ર હું છું.

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥

વેદોમાં× સામવેદ હું છું, દેવોમાં ઇન્દ્ર હું છું,

× કેમકે સામવેદની ઉચ્ચ ભાવનાઓ તથા પ્રાર્થનાઓ સમ-

ઇંદ્રિયોમાં મન* હું છું અને ભૂતોમાં ચેતના× હું છું.

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

રુદ્રોમાં શંકર હું છું, યક્ષ અને રાક્ષસોમાં કુબેર હું છું, વસુઓમાં પાવક (નામનો વસુ) હું છું અને પર્વતોમાં મેરુ હું છું. (૨૩)

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥ २४ ॥

હે પાર્થ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ મને જાણ; સેનાપતિઓમાં કાર્તિક સ્વામી હું છું અને જલાશયોમાં સાગર હું છું. (૨૪)

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥

મહર્ષિઓમાં ભૃગુ હું છું, વાણીઓમાં એકાક્ષર

---

જીને અસરકારક સંગીતની પેઠે ગાવા સાંભળવાથી શ્રદ્ધાભક્તિની અસર વધારે થાય અને પરિણામ વહેલું આવે એ સ્વાભાવિકજ છે.

* કેમકે મન—મનન—વિચાર—જે રસ્તે પ્રેરે તેજ રસ્તે માણસની બુદ્ધિ, ચિત્ત અને ઇંદ્રિયો પ્રેરાય છે.

× કેમકે ચેતના હોય ત્યાંસુધીજ શરીર પ્રિય લાગી ચેતના જતાંજ તે નકામું અને અપ્રિય લાગે છે.

(ૐકાર) હું છું, યજ્ઞોમાં જપયજ્ઞ હું છું (અને) સ્થાવરોમાં હિમાલય હું છું. (૨૫)

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

સર્વ વૃક્ષોમાં પીપળો હું છું, દેવર્ષિઓમાં નારદ હું છું, ગંધર્વોમાં ચિત્રરથ અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું. (૨૬)

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

અશ્વોમાં અમૃતથી ઉત્પન્ન થયેલો ઉચ્ચૈઃશ્રવા, ગજેંદ્રોમાં ઐરાવત અને મનુષ્યોમાં રાજા* મને જાણ.

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८

આયુધોમાં વજ્ર હું છું, ગાયોમાં કામધેનુ હું છું, પ્રજા ઉત્પન્ન કરવાવાળો કામ હું છું અને સર્પોમાં વાસુકિ હું છું. (૨૮)

अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

* આ વાત દૈવી રાજાની છે, આસુરીની નહિજ.

નાગોમાં અનંત (નામનો નાગ) હું છું, જળચરોમાં વરુણ હું છું, પિતૃઓમાં અર્યમા હું છું (તથા) સંયમન કરનારાઓમાં યમ હું છું. (૨૯)

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

દૈત્યોમાં પ્રહ્લાદ હું છું અને ગણના કરનારાઓમાં કાલ હું છું; પશુઓમાં સિંહ હું છું અને પક્ષીઓમાં ગરુડ હું છું. (૩૦)

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥

પવિત્ર કરનારાઓમાં પવન હું છું, શસ્ત્રધારીઓમાં રામ હું છું, મત્સ્યોમાં મગર હું છું તથા નદીઓમાં ગંગા હું છું. (૩૧)

सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥

હે અર્જુન! સૃષ્ટિઓનો આદિ, મધ્ય તથા અંત હું જ છું; વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા અને વિવાદ કરનારાઓમાં વાદ* હું છું. (૩૨)

* "વાદ" તેને કહે છે કે જે સંવાદોના તત્ત્વના નિર્ણય

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥

અક્ષરોમાં 'અ'કાર હું છું અને સમાસોમાં દ્વંદ્વ (સમાસ) હું છું, અક્ષય કાળ હું છું અને સર્વ તરફ મુખવાળો ધાતા–કર્મફળદાતા–પણ હું જ છું. (૩૩)

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् । कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥

વળી સર્વનો સંહારક મૃત્યુ અને ભવિષ્યોનો (કલ્યાણોનો) અભ્યુદય હું છું; અને સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મરણશકિત, ધારણાશકિત, ધીરજ અને ક્ષમા હું છું. (૩૪)

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥

સામવેદના વિભાગોમાં બૃહત્સામ અને છંદોમાં ગાયત્રી હું છું; મહિનાઓમાં માર્ગશીર્ષ અને ઋતુઓમાં વસંતઋતુ હું છું. (૩૫)

---

માટે ગુરુશિષ્ય વચ્ચે અથવા સજ્જનો વચ્ચે કશા પણ રાગદ્વેષ વિના કરાય છે. આ પ્રમાણે તે બીજા વાદો કરતાં શ્રેષ્ઠ હોવાથી પરમેશ્વરની વિભૂતિ ગણાય છે.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मिव्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥

છળ કરનારાઓમાં જુગાર હું છું, તેજસ્વીઓમાં તેજ હું છું, (જીતનારાઓમાં) જય, (ઉદ્યમીઓમાં) ઉદ્યમ અને સત્ત્વવાળાઓનું સત્ત્વ હું છું. (૩૬)

वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥

યાદવોમાં વાસુદેવ (કૃષ્ણ) અને પાંડવોમાં અર્જુન હું છું, વળી મુનિઓમાં વ્યાસ અને કવિઓમાં (શુક્રાચાર્ય) કવિ હું છું. (૩૭)

दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥
यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

દમન કરનારાઓનો દંડ હું છું, જીતવા ઇચ્છનારાઓની નીતિ હું છું, ગુપ્ત ભાવોમાં મૌન હું છું તથા જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. (૩૮) વળી હે અર્જુન! સર્વ ભૂતોનું જે બીજ છે તે પણ હું છું; (એવું) કોઈ સ્થાવર-જંગમ ભૂત(પ્રાણી) નથી કે જે મારા

વિના હોય. (૩૯)

नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥

હે પરંતપ ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી; વિભૂતિનો આ વિસ્તાર તો મેં સંક્ષેપથી કહ્યો છે. (૪૦)

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥

જે જે સત્ત્વ ઐશ્વર્યવાળું, શોભાવાળું કે પ્રભાવવાળું હોય તે તે મારા તેજના અંશથી ઉપજેલું જ તું જાણ. (૪૧)

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

અથવા હે અર્જુન ! આ બહુ જાણવાથી તને શું (લાભ) છે ? હું (મારા) એક અંશવડે આ સમગ્ર જગતને ધારણ કરીને રહેલો છું. (૪૨)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम
दशमोऽध्यायः ॥१०॥

# अध्याय ११ मो-विश्वरूपदर्शनयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:-

**मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥**

આપે મારા ઉપર અનુગ્રહ કરવા માટે અધ્યાત્મ સંજ્ઞાવાળું જે પરમ ગુહ્ય વચન કહ્યું તેથી મારો આ મોહ વિશેષે કરીને દૂર થયો છે. (૧)

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥**

કેમકે હે કમળપત્રાક્ષ! ભૂતોની ઉત્પત્તિ અને વિનાશ મેં વિસ્તારથી આપની પાસેથી સાંભળ્યાં; તેમજ આપનું અવિનાશી માહાત્મ્ય પણ સાંભળ્યું.(૨)

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३॥**

હે પરમેશ્વર ! આપ પોતાને જે પ્રકારે કહો છો તે એમજ છે; હે પુરુષોત્તમ ! આપના ઇશ્વરીય સ્વરૂપને હું જોવા ઇચ્છું છું. (૩)

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

હે પ્રભો ! તે મારાથી જોવાને શક્ય છે એમ જે આપ માનતા હો તો હે યોગેશ્વર ! આપનું તે અવિનાશી સ્વરૂપ મને બતાવો. (૪)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યાઃ—

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५

હે પાર્થ ! મારાં અનેક પ્રકારનાં તથા અનેક વર્ણ અને આકૃતિવાળાં સેંકડો અને હજારો દિવ્ય રૂપોને તું જો. (૫)

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

હે ભારત ! આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો તથા મરુતોને તું જો (અને) પૂર્વે નહિ જોયેલ ઘણાં આશ્ચર્યોને જો. (૬)

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।

मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥

હે ગુડાકેશ ! આ મારા શરીરમાં એકજ સ્થળે રહેલું ચરાચરસહિત સમગ્ર જગત અને બીજું જે કંઇ તું જોવા ઇચ્છે છે તેને હમણાં જો. (૭)

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

પરંતુ આ પોતાનાં (ચર્મ)ચક્ષુથી તું મને જોવાને સમર્થ નથી; (માટે) હું તને દિવ્યચક્ષુ આપું છું; (તેનાથી) તું મારા ઇશ્વરીય યોગને જો. (૮)

संजय उवाच । સંજય બોલ્યો:—

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥

હે રાજન્ ! એ પ્રમાણે કહીને પછી મહાયોગેશ્વર શ્રીકૃષ્ણે અર્જુનને શ્રેષ્ઠ ઇશ્વરીય સ્વરૂપ બતાવ્યું. (૯)

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥
दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥११॥

(તે સ્વરૂપ) અનેક મુખ અને નેત્રોવાળું, અનેક

અદ્ભુત દેખાવોવાળું, અનેક દિવ્ય આભૂષણોવાળું, ઉગામેલાં અનેક દિવ્ય આયુધોવાળું, (૧૦) દિવ્ય-માળા તથા વસ્ત્રને ધારણ કરનારૂં, દિવ્ય ગંધના લેપનવાળું, સર્વ આશ્ચર્યમય, પ્રકાશમાન, અનન્ત અને સર્વ તરફ મુખોવાળું હતું. (૧૧)

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥**

જો આકાશમાં હજાર સૂર્યની કાંતિ એકજ વખતે ઉદય પામી હોય તો તે એ મહાન આત્માની કાંતિ જેવી થાય. (૧૨)

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥**

અર્જુને તે સમયે અનેક પ્રકારે વિભાગ પામેલા સમગ્ર જગતને તે દેવોના દેવના શરીરમાં એક સ્થળે રહેલું જોયું. (૧૩)

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।**
**प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥**

તે પછી વિસ્મયથી વ્યાપ્ત તથા રોમાંચિત થયેલો તે અર્જુન (એ) દેવને મસ્તકથી પ્રણામ કરી, હાથ જોડીને કહેવા લાગ્યો. (૧૪)

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:—

**पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूत-विशेषसंघान् । ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥**

હે દેવ! આપના દેહમાં સર્વ દેવોને, ભૂતોના અનેક સમૂહોને, કમલાસન પર બેઠેલા સમર્થ બ્રહ્માને, સર્વ ઋષિઓને તથા દિવ્ય સર્પોને હું જોઉં છું.(૧૫)

**अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्व-तोऽनंतरूपम् । नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥ १६ ॥**

આપને અનેક બાહુ, અનેક ઉદર, અનેક મુખ અને અનેક નેત્રવાળા તથા સર્વ તરફ અનંતરૂપવાળા હું જોઉં છું; હે વિશ્વેશ્વર! હે વિશ્વરૂપ! આપના અંતને, મધ્યને કે આદિને હું જોતો નથી. (૧૬)

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् । पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥**

આપને મુકુટવાળા, ગદાવાળા, ચક્રવાળા, તેજના ઢગલારૂપ, સર્વ તરફ કાંતિમાન, કષ્ટથી જોઇ શકાય

એવા, ચોતરફ પ્રજ્વલિત અગ્નિ તથા સૂર્ય જેવી કાંતિવાળા અને અમાપ હું જોઉં છું. (૧૭)

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् । त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

આપ જાણવા યોગ્ય પરમ અક્ષર(બ્રહ્મ) છો; આપ આ વિશ્વના પરમ આશ્રયરૂપ છો; આપને અવિનાશી, શાશ્વત ધર્મના રક્ષક એવા સનાતન પુરુષ મેં (હવે) માન્યા છે. (૧૮)

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् । पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥

આદિ, મધ્ય અને અંતવિનાના, અનંતશક્તિવાળા, અનંત બાહુવાળા, ચંદ્રસૂર્યરૂપ નેત્રોવાળા, પ્રદીપ્ત અગ્નિરૂપ મુખવાળા અને પોતાના તેજથી આ વિશ્વને તપાવી રહેલા આપને હું જોઉં છું. (૧૯)

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः । दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

આકાશ અને પૃથ્વીનું આ અંતર તથા સર્વ દિશાઓ આપ એકથીજ વ્યાપ્ત છે; હે મહાત્મન્ ! આપનું આ અદ્દભુત ઉગ્ર રૂપ જોઇને ત્રણે લોક ભયભીત થાય છે. (૨૦)

अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति । स्वस्तीत्युक्त्वा महर्षिसिद्ध- संघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

આ દેવોના સમૂહો આપમાંજ પ્રવેશે છે; કેટલાક ભયભીત થયેલા હાથ જોડીને સ્તુતિ કરે છે; મહર્ષિઓ તથા સિદ્ધોના સમૂહો "સ્વસ્તિ-કલ્યાણ થાઓ" એમ કહીને અનેક સ્તોત્રોથી આપની સ્તુતિ કરે છે. (૨૧)

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

વળી રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વદેવો, અશ્વિનીકુમારો, મરુતો, પિતૃઓ* તથા ગંધર્વ, યક્ષ

---

* यावदुष्णं भवेदन्नं यावदश्नंति वाग्यताः ।
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥

સ્મૃતિમાં કહ્યું છે કે, જયાંસુધી અન્ન ઊનું હોય અને શ્રાદ્ધમાં જમનારા વેદવેત્તાઓ જયાંસુધી વાણીનું મૌન રાખીને જમે છે

અસુર અને સિદ્ધના સમૂહો સર્વે વિસ્મિત થઇને આપને જુએ છે. (૨૨)

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् । बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥२३॥ नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् । दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं नविंदामि शमं च विष्णो ॥२४॥

હે મહાબાહો ! આપનું બહુ મુખો તથા આંખોવાળું, બહુ હાથ, સાથળો તથા પગવાળું, બહુ પેટવાળું તેમજ બહુ દાઢોથી વિકરાળ આ મોટું રૂપ જોઇને લોકો તેમજ હું ઘણા વ્યાકુળ થયા છીએ. (૨૩) હે વિષ્ણો! આકાશને સ્પર્શ કરતા, પ્રકાશમાન, અનેક વર્ણવાળા, પહોળા કરેલા મુખવાળા (અને) દેદીપ્યમાન વિશાળ નેત્રોવાળા આપને જોઇને અતિવ્યાકુળ મનવાળો હું ધૈર્ય અને શાંતિને પામતો નથી. (૨૪)

---

તથા હવિષ્યાન્નના સારા–નરસા સ્વાદની વાત કરતા નથી ત્યાં સુધીજ પિતૃઓ જમે છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે "उष्मपा हि पितरः" અર્થાત્ "પિતૃઓ ઉષ્ણ અન્નના ભાગી છે." આથીજ ઉપલા શ્લોકમાં પિતૃઓને "ઉષ્મપા" કહ્યા છે.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि । दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

દાઢોને લીધે વિકરાળ અને પ્રલયકાળનાં અગ્નિ જેવાં આપનાં મુખોને જોઇનેજ હું દિશાઓને જાણી શકતો નથી અને સુખને પામતો નથી; માટે હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. (૨૫)

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः । भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥

वक्त्राणि ते त्वरमाणा विशांति दंष्ट्राकरालानि भयानकानि । केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥

રાજાઓના સમૂહો સહિત આ ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો, તેમજ અમારા મુખ્ય યોદ્ધાઓ સહિત આ ભીષ્મ દ્રોણ અને કર્ણ પણ (૨૬) આપનાં દાઢોથી વિકરાળ એવાં ભયાનક મુખોમાં ઉતાવળા પ્રવેશ કરે છે; અને કેટલાક ચૂર્ણ થઈ ગયેલાં મસ્તકો સાથે દાંતોના મધ્ય ભાગોમાં વળગેલા દેખાય છે. (૨૭)

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभि-
मुखा द्रवंति । तथा तवामी नरलोकवीरा विशंति
वक्त्राण्यभिविज्वलंति ॥ २८ ॥

જેમ નદીઓના અનેક જળપ્રવાહો સમુદ્ર તરફ મુખવાળા થઈ વેગથી વહે છે, તેમ મનુષ્ય લોકના આ વીરપુરુષો આપનાં પ્રજ્વલિત મુખોમાં પ્રવેશ કરે છે.

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय
समृद्धवेगाः । तथैव नाशाय विशंति लोकास्त-
वापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

જેમ વધેલા વેગવાળાં પતંગિયાં નાશ માટે પ્રદીપ્ત અગ્નિમાં પેસે છે; તેમ (આ) લોકો પણ નાશ માટે વધેલા વેગવાળા થઇ આપનાં મુખોમાં પ્રવેશે છે. (૨૯)

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्व-
दनैर्ज्वलद्भिः । तेजोभिरापूर्य जगत्समग्रं भासस्त-
वोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥

આપ પ્રજ્વલિત મુખોવડે સર્વ લોકોને સર્વ તરફ-થી ગળી જતા ચાટો છો; હે વિષ્ણો! આપની ઉગ્ર પ્રભાઓ સમગ્ર જગતને તેજથી વ્યાપ્ત કરીને અત્યંત તપી રહી છે. (૩૦)

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद । विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

મને કહો કે (આવા) ઉગ્ર રૂપવાળા આપ કોણ છો? હે દેવવર! આપને નમસ્કાર હો, આપ પ્રસન્ન થાઓ; આપ આદિ(પુરુષ)ને હું જાણવા ઇચ્છું છું; કેમકે આપની પ્રવૃત્તિને હું સમજી શકતો નથી. (૩૧)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्स-माहर्तुमिह प्रवृत्तः । ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

હું લોકોનો નાશ કરનારો, અત્યંત વૃદ્ધિ પામેલો કાળ છું (અને) લોકોનો સંહાર કરવાને અહીં પ્રવૃત્ત થયો છું; પ્રત્યેક સૈન્યમાં જે યોદ્ધાઓ ઊભા છે તેઓ સર્વે તારા (લઢયા) વિના પણ (જીવતા) રહેશે નહિ. (૩૨)

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रू-न्भुंक्ष्व राज्यं समृद्धम् । मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

તે માટે હે સવ્યસાચિન્! તું ઊભો થા, શત્રુ-

ઓને જીતીને યશ મેળવ અને સમૃદ્ધ રાજ્ય ભોગવ; એઓને તો મેંજ પ્રથમથીજ હણી નાખ્યા છે, તું માત્ર નિમિત્તરૂપ થા. (૩૩)

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान्। मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धयस्व जेताऽसि रणे सपत्नान् ॥ ३४॥

મેં હણેલા દ્રોણને, ભીષ્મને, જયદ્રથને અને કર્ણને તેમજ બીજા પણ વીર યોદ્ધાઓને તું હણ; વ્યથા ન પામ; યુદ્ધ કર; રણમાં શત્રુઓને તું જીતીશ. (૩૪)

संजय उवाच। સંજય બોલ્યો:–

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी। नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५॥

કેશવનાં એ વચન સાંભળીને હાથ જોડતો ને ધ્રૂજતો અર્જુન, શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને ફરી પણ ભયભીત થતો પ્રણામ કરીને ગદ્ગદ્ સ્વરપૂર્વક બોલ્યો.

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:–

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च। रक्षांसि भीतानि दिशो द्रवंति

सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥

હે હૃષીકેશ! આપના માહાત્મ્યકીર્તનથી જગત અતિ હર્ષ પામે છે અને પ્રીતિ પામે છે; ભય પામેલા રાક્ષસો દિશાઓમાં નાશી જાય છે તથા સિદ્ધોના સર્વ સમૂહો નમસ્કાર કરે છે, તે યોગ્યજ છે. (૩૬)

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्म-णोऽप्यादिकर्त्रे । अनंत देवेश जगन्निवास त्वम-क्षरं सदसत्तत्परं यत् ॥३७॥

હે મહાત્મન્! બ્રહ્માના પણ આદિકર્તા અને મહાશ્રેષ્ઠ એવા આપને તેઓ શા માટે નમસ્કાર ન કરે? હે અનંત! હે દેવેશ! હે જગન્નિવાસ! સત્, અસત્ તેમજ તેનાથી પર જે અક્ષરબ્રહ્મ છે તે આપ છો. (૩૭)

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् । वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८॥

આપ આદિદેવ છો, પુરાણ પુરુષ છો અને આ વિશ્વના પરમ નિધાન છો; આપ જાણવાવાળા, જાણવા યોગ્ય તથા પરમ ધામ છો; અને હે અનંતરૂપ!

આપવડે વિશ્વ વ્યાપ્ત થયું છે. (૩૮)

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं-प्रपितामहश्च । नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, પ્રજાપતિ, તથા પિતામહ (બ્રહ્મા)ના પણ પિતા આપ છો; આપને હજારોવાર નમસ્કાર હો! તથા ફરી ફરી પણ આપને નમસ્કાર હો! નમસ્કાર હો! (૩૯)

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व । अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥ सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति । अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥ यच्चावहासार्थमसत्कृतोऽसि विहार-शय्यासनभोजनेषु । एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

હે સર્વસ્વરૂપ! આપને આગળ અને પાછળ નમસ્કાર હો! તેમજ સર્વ દિશાઓમાં નમસ્કાર હો!

અનંત સામર્થ્યવાળા અને અમાપ પરાક્રમવાળા આપ સર્વમાં વ્યાપ્ત છો તેથી સર્વરૂપ છો. (૪૦) આપના આ મહિમાને નહિ જાણતાં મેં આપ 'સખા છો' એમ માનીને પ્રમાદથી કે પ્રેમથી હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એવું જે અનુચિત કહ્યું છે; (૪૧) તથા વિહાર, શયન, આસન અને ભોજનમાં, એકલા અથવા બીજાઓ સમક્ષ પણ વિનોદ માટે જે અનાદર કરાયા છો, તે હે અચ્યુત! પ્રમાણરહિત (એવા) આપ પાસે ક્ષમા કરાવું છું. (૪૨)

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् । न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥ ४३ ॥

હે અપ્રતિમ પ્રભાવવાળા! આપ આ ચરાચર લોકના પિતા છો, પૂજ્ય છો અને અતિ શ્રેષ્ઠ ગુરુ છો; ત્રણે લોકમાં પણ આપના સમાન બીજો નથી તો અધિક ક્યાંથી હોય? (૪૩)

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् । पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥

માટે હે દેવ! શરીરને અત્યંત નીચું નમાવી

નમસ્કાર કરીને હું આપ સ્તુત્ય પ્રભુને પ્રસન્ન થવા પ્રાર્થના કરૂં છું; જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો અને પતિ પ્રિયાનો અપરાધ સહન કરે છે તેમ આપ (મારા અપરાધ) સહન કરવા યોગ્ય છો. (૪૪)

**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे । तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥४५॥**

પૂર્વે નહિ જોયેલું (આપનું આ સ્વરૂપ) જોઇને હું હર્ષ પામ્યો છું; તેમજ ભયથી મારૂં મન વ્યાકુળ થયું છે; માટે હે દેવ! મને તે (પૂર્વનું)જ રૂપ આપ દેખાડો અને હે દેવોના પણ ઇશ્વર ! હે જગન્નિવાસ ! પ્રસન્ન થાઓ. (૪૫)

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव । तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥**

આપને તેજ પ્રમાણે (પ્રથમની પેઠેજ) મુકુટવાળા, ગદાવાળા અને હાથમાં ચક્રવાળા જોવાને હું ઇચ્છું છું; હે હજારો હાથવાળા! હે વિશ્વમૂર્તે! આપ તેજ ચતુર્ભુજ રૂપે થાઓ. (૪૬)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् । तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥

હે અર્જુન! પ્રસન્ન થયેલા મેં આ મારું તેજોમય, અનંત અને આદ્ય એવું વિશ્વરૂપ પોતાના યોગના સામર્થ્યથી તને બતાવ્યું છે; જે તારા વિના બીજા કોઇએ પૂર્વે જોયેલું નથી. (૪૭)

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः । एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

હે કુરુવંશી મહાવીર! મનુષ્યલોકમાં તારા વિના બીજા કોઇથી વેદોવડે, યજ્ઞોવડે તથા અધ્યયનવડે, દાનવડે, કર્મકાંડવડે કે ઉગ્ર તપ વડે આવા સ્વરૂપવાળો હું જોવાને શક્ય નથી. (૪૮)

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् । व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

આવું આ મારું ઘોરરૂપ જોઇને તને દુઃખ ન થાઓ

અને વિમૂઢતા ન થાઓ; ભયરહિત અને પ્રસન્ન મન-
વાળો થઈ ફરી તું તેજ આ મારા સ્વરૂપને સારી
રીતે જો. (૪૯)

संजय उवाच। સંજય બોલ્યો:–

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्श-
यामास भूयः। आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

'બહુ સારૂ' એમ અર્જુનને કહીને મહાત્મા વાસુદેવે
પોતાનું (મનુષ્ય) રૂપ ફરી દેખાડયું અને સૌમ્યમૂર્તિ
થઈને ભયભીત થયેલા એને ફરી આશ્વાસન આપ્યું.

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:–

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

હે જનાર્દન! આપનું આ સૌમ્ય મનુષ્યરૂપ જોઇને
હવે હું સચેત થયો છું અને મૂળ સ્વભાવને પામ્યો છું.

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:–

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२

મારૂં જે આ રૂપ તેં જોયું તે મહાદુઃખથી જોઈ

શકાય તેવું છે; દેવો પણ આ રૂપનું દર્શન સદા ઇચ્છે છે.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं द्रष्टवानसि मां यथा ॥ ५३ ॥

તેં મને જેવો જોયો છે તેવો હું વેદોવડે, તપવડે, દાનવડે કે યજ્ઞવડે જોવાને શકય નથી; (૫૩)

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

પણ હે પરંતપ! હે અર્જુન! અનન્ય ભકિતવડે એ પ્રકારે તત્ત્વથી જાણવાને, જોવાને તથા પ્રવેશ કરવાને હું શકય છું. (૫૪)

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

હે પાંડવ! જે મારો ભકત મારે અર્થે કર્મ કરનારો, હું જ જેની પરમગતિ છું એવો, આસકિત વિનાનો અને સર્વ ભૂતોમાં વૈરરહિત હોય છે તે મને પામે છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगो नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

# अध्याय १२ मो-भक्तियोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:-

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥**

એ રીતે નિરંતર (આપમાં) યુક્ત એવા જે ભક્તો આપની (સગુણરૂપની) ઉપાસના કરે છે તથા જેઓ અવ્યક્ત (બુદ્ધિ વગેરેથી અગોચર) અક્ષર (નિર્ગુણ બ્રહ્મ)ની ઉપાસના કરે છે તેઓમાં ઉત્તમ યોગવેત્તા કોણ?

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:-

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

જેઓ મનને મારામાં પ્રવેશાવી નિત્યયુક્ત થઇને પરમ શ્રદ્ધાસહિત મારી (સગુણ રૂપની) ઉપાસના કરે છે તેઓને મેં શ્રેષ્ઠ યોગવેત્તાઓ માન્યા છે. (૨)

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

વળી સર્વત્ર સમબુદ્ધિવાળા અને સર્વભૂતોનું હિત કરવામાં તત્પર એવા જેઓ ઇંદ્રિયોના સમૂહનો નિગ્રહ કરીને અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિંત્ય, કૂટસ્થ, અચળ અને ધ્રુવ એવા (નિર્ગુણ બ્રહ્મ)ને ઉપાસે છે તેઓ મનેજ પામે છે; (૩,૪)

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

પરન્તુ અવ્યક્ત સ્વરૂપમાં આસક્ત ચિત્તવાળા તેઓને ઘણુંજ કષ્ટ થાય છે; કારણકે અવ્યક્ત (સ્વરૂપની) ગતિ દેહાભિમાનીઓવડે દુઃખથી પ્રાપ્ત કરાય છે;

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

પણ જેઓ સર્વ કર્મો મારામાં સમર્પણ કરીને મારા પરાયણ થઇ અનન્ય યોગથી મારૂંજ ધ્યાન કરતા મને ઉપાસે છે, (૬) તેવા મારામાં એકાગ્ર ચિત્તવાળાઓનો હે પાર્થ! મૃત્યુરૂપ સંસારસાગરથી હું સત્વર ઉદ્ધાર કરનાર થાઉં છું. (૭)

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥

(માટે) તું મારામાંજ મન ધારણ કર અને મારામાં બુદ્ધિને સ્થાપી દે; એ પછી તું મારામાંજ નિવાસ કરીશ (એમાં) સંશય નથી. (૮)

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥

હે ધનંજય! જો તું ચિત્તને મારામાં સ્થિર કરવાને સમર્થ ન હો તો અભ્યાસયોગ×વડે મને પ્રાપ્ત કરવાની તું ઇચ્છા કર. (૯)

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।

× પરમેશ્વરના અપાર ગુણ, મહિમા ઇત્યાદિનું ચિંતન, કીર્તન, શ્રવણ, અન્યોન્ય પ્રબોધન તથા ભગવદ્વિષયક ગ્રંથોનું પઠન-પાઠન ઇત્યાદિ જો કાળજીપૂર્વક અને લૌકિક કામના વિના કરાય તો તે પણ અભ્યાસયોગજ છે.

मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

અભ્યાસમાં પણ જો તું અસમર્થ હો તો મારા માટે કર્મ કરવામાં તત્પર થા; મારા માટે પણ કર્મ કરતો તું સિદ્ધિને પ્રાપ્ત કરીશ. (૧૦)

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

જો એ કરવાને પણ તું અશક્ત હો તો મારા (કર્મબ્રહ્માર્પણ) યોગનો આશ્રય કરી, વશ કરેલા ચિત્તવાળો થઇને સર્વ કર્મફળનો ત્યાગ કર.* (૧૧)

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥

કેમકે અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે; (આત્માના પરોક્ષ) જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ છે; ધ્યાન કરતાં કર્મફળત્યાગ શ્રેષ્ઠ છે; (એ) કર્મફળના ત્યાગથી શીઘ્ર શાંતિ પ્રાપ્ત થાય છે. (૧૨)

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

* આ ચારે શ્લોકમાં ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવાનાં સાધનો જણાવ્યાં છે.

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥

જે મારો ભક્ત સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનાર, મિત્રભાવે વર્તનાર, કરુણાવાળો, મમતારહિત, અહંકારરહિત, સુખ–દુઃખમાં સમદૃષ્ટિવાળો, ક્ષમાશીલ, (૧૩) સદા સંતોષી, સમાહિત ચિત્તવાળો, મનને વશ રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અને મારામાં અર્પણ કરેલાં મન–બુદ્ધિવાળો હોય છે તે મને પ્રિય છે. (૧૪)

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥

જેનાથી લોક ઉદ્વેગ પામતા નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી; તથા જે હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્વેગથી મુક્ત છે તે મને પ્રિય છે. (૧૫)

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

જે મારો ભક્ત સ્પૃહાવિનાનો, પવિત્ર, દક્ષ–ચતુર, પક્ષપાતરહિત, વ્યથાથી મુક્ત અને સર્વ આરંભોને ત્યજનારો છે તે મને પ્રિય છે. (૧૬)

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।

शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७

જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા કરતો નથી અને શુભ તથા અશુભનો ત્યાગ કરનારો તથા ભક્તિમાન હોય છે તે મને પ્રિય છે. (૧૭)

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१९॥

વળી જે શત્રુ કે મિત્ર ઉપર, માન કે અપમાનમાં તથા ટાઢ, તાપ, સુખ કે દુઃખમાં સમાન ભાવવાળો અને સંગરહિત હોય છે (૧૮) તથા નિંદા અને સ્તુતિને સમાન માને છે, મૌન ધારણ કરે છે, જે કંઈથી સંતુષ્ટ રહે છે, સ્થાન વિનાનો હોય છે અને સ્થિર બુદ્ધિવાળો તથા ભકિતમાન હોય છે તે મનુષ્ય મને પ્રિય છે.(૧૯)

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

મારે પરાયણ અને શ્રદ્ધાળુ એવા જે ભકતો ઉપર કહેલા આ ધર્મરૂપ અમૃતનું સેવન કરે છે તેઓ મને અત્યંત પ્રિય છે. (૨૦)

( ઉપર જણાવેલા લક્ષણોવાળા પાંચે ભકતોમાંના દરેકને ઉત્તમજ સમજવા. એ ધર્મામૃતને જાણીને માત્ર વાતો અને દેખાવમાં ઉતારવાથી સર્વજ્ઞ ઇશ્વર ઠગાતો નથી; કદાચ દુનિયા અંજાઈ જાય તો તે પણ સદાકાળ ઠગાયલી રહેતી નથી. )

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥१२॥



# अध्याय १३ मो-क्षेत्रक्षेत्रज्ञविभागयोग

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:-

**प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।**
**एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥१॥**

હે કેશવ! પ્રકૃતિ અને પુરુષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તથા જ્ઞાન અને જ્ઞેય એને હું જાણવા ઇચ્છું છું. (૧)*

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:-

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥२॥**

+હે કૌંતેય! આ શરીર "ક્ષેત્ર" એ પ્રમાણે કહે-

* આ શ્લોક ક્ષેપક છે. શ્રીમદ્ શંકરાચાર્યે ભાષ્યમાં લીધો નથી.

+ સાતમા અધ્યાયમાં અપરા તથા પરા એવી બે પ્રકૃતિઓ કહેલી છે; તે બે પ્રકૃતિઓને પ્રકૃતિ અને પુરુષ અથવા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પણ કહે છે. અહીં હવે એ બંને પ્રકૃતિઓનું સ્વરૂપ વિસ્તારથી કહે છે.

વાય છે અને એને જે જાણે છે તેને "ક્ષેત્રજ્ઞ" એમ તેને જાણનારાઓ કહે છે. (૨)

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ ३ ॥

હે ભારત! સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ તું મને જાણ; અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તેજ જ્ઞાન છે એવો મારો મત છે. (૩)

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ४ ॥

તે ક્ષેત્ર જે (સ્વરૂપવાળું) છે, જેવું (ધર્મોવાળું) છે, જે વિકારોવાળું છે, જેથી (ઉત્પન્ન થયું) છે અને જે(ભેદવાળું) છે; અને તે (ક્ષેત્રજ્ઞ) જે (સ્વરૂપ-વાળો) છે, તથા જે પ્રભાવવાળો છે તે તું સંક્ષેપમાં મારી પાસેથી સાંભળ. (૪)

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ५ ॥

(આ ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞના સ્વરૂપને) ઋષિઓએ અનેક પ્રકારે ગાયું છે, વેદોએ વિવિધ પ્રકારે વિવેકથી વર્ણ-વ્યું છે અને યુક્તિઓવાળાં તથા નિઃસંશયરૂપ એવાં બ્રહ્મસૂત્રનાં પદોએ પ્રતિપાદન કર્યું છે. (૫)

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।**
**इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥६॥**
**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥७॥**

(પંચ) મહાભૂત, અહંકાર, બુદ્ધિ તેમજ અવ્યક્ત-માયા–મૂળ પ્રકૃતિ, દશ ઇંદ્રિયો, એક મન, પાંચ ઇંદ્રિયો-ના વિષયો (૬) તેમજ ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, (દેહ-ઇંદ્રિયનો) સમુદાય, ચેતના+ અને ધૈર્ય આ (એકત્રીસ પ્રકારના) વિકારોવાળું 'ક્ષેત્ર' ×સંક્ષેપમાં કહ્યું છે.* (૭)

+ દેહ–ઇંદ્રિયના સમુદાયમાં જણાતી અંતઃકરણની વૃત્તિ.

× પહેલા શ્લોકમાં શરીરને ક્ષેત્ર કહ્યું છે અને અહીં ચોવીસ તત્ત્વવાળી પ્રકૃતિને ક્ષેત્ર કહ્યું તેથી પરસ્પર વિરોધ ભાસે છે, પણ તેમ નથી; કેમકે ચોવીસ તત્ત્વવાળી પ્રકૃતિનેજ ક્ષેત્ર કહેવાનો ભગવાનનો અભિપ્રાય છે. શરીરને ક્ષેત્ર કહ્યું છે તે તો આત્માના અજ્ઞાનને લીધે શરીરરૂપે પરિણામ પામેલી પ્રકૃતિ સાથે જીવને જે અહંતા–મમતા બંધાઇ ગઇ છે તે અધ્યાસ દૂર કરવા માટે તથા શરીરરૂપી પ્રકૃતિથી આત્માની ભિન્નતા સમજાવવા માટે.

* તત્ત્વજ્ઞાનના અભાવેજ પ્રકૃતિ શરીરરૂપે પરિણામ પામેલી છે અને તેની સાથે જીવને અહંતા–મમતા બંધાઇ ગઇ છે; માટે તેને ટાળવા સારૂ અહીં સુધીના શ્લોકોથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની ભિન્નતા ટૂંકમાં સમજાવી. હવે એ ક્ષેત્રજ્ઞ અથવા જીવાત્મા એ જ્ઞાનને

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥८॥
इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥९॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥१०॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥११॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥१२॥

અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની ઉપાસના, પવિત્રતા, સ્થિરતા, આત્મસંયમ, (૮) ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહં-કારરહિતપણું તથા જન્મ, મરણ, જરા અને વ્યાધિ-ઓમાં થનારાં દુઃખો તથા દોષોનું દર્શન, (૯) ઉદાસી-નતા, પુત્ર, સ્ત્રી, ગૃહાદિમાં અનાસક્તિ અને ઇષ્ટ અનિષ્ટ-

અનુસરતો પ્રયત્ન કરીને કેવી રીતે આગળ વધે છે તથા કઇ કઇ યોગ્યતાઓ પામીને તત્ત્વદર્શી સિદ્ધજ્ઞાની થઇ શકે છે તેનું જ્ઞાન આપે છે.

ની પ્રાપ્તિઓમાં સદા ચિત્તની: સમાનતા (૧૦) અનન્ય યોગથી* મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાંત પ્રદેશનું સેવન, જનસમૂહમાં અપ્રીતિ, (૧૧) અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય સ્થિતિ તથા તત્ત્વજ્ઞાનના અર્થોનું દર્શન–આ(સર્વ) ને× 'જ્ઞાન' એમ કહ્યું છે; આનાથી જે બીજા પ્રકારનું (એટલે કે આનાથી વિપરીત–માનીપણું, પક્ષપાત વગેરે) તે 'અજ્ઞાન' છે. (૧૨)

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १३ ॥

(હવે) જેને જાણીને (મનુષ્ય) મોક્ષ પામે છે તે જે જ્ઞેય (વસ્તુ) છે તેને હું કહું છું; (તે) અનાદિ પરબ્રહ્મ છે અને તે સત્ કે અસત્ કહેવાતું નથી. (૧૩)

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १४ ॥

તેને (જાણવા યોગ્ય પરબ્રહ્મને) સર્વ તરફ હાથપગ છે, સર્વ તરફ નેત્રો, શિર અને મુખ છે, સર્વ બાજુ

---

* ભગવાન વિના બીજો કોઇ પણ શ્રેષ્ઠ નથી; માટે તેજ અમારૂં શરણ છે આવી નિશ્ચયાત્મક બુદ્ધિથી.

× જ્ઞાન પ્રાપ્તિનાં આ ૨૪ સાધન અને લક્ષણ છે.

કાન છે અને લોકમાં સર્વને વ્યાપીને તે રહે છે. (૧૪)

सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१५॥

વળી તે સર્વ ઇંદ્રિયોના ગુણોના પ્રકાશક છે છતાં તે સર્વ ઇંદ્રિયોથી રહિત છે; તે સર્વત્ર આસક્તિ રહિત, સર્વનું ધારણ-પોષણ કરનાર અને ગુણોરહિત છે; (છતાં) ગુણોના ભોકતા છે. (૧૫)

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१६॥

તે ભૂતોની બહાર છે અને અંદર પણ છે; તેમજ જંગમ અને સ્થાવર પણ છે. તે સૂક્ષ્મપણાને લીધે અવિજ્ઞેય છે (જાણવાને અશકય છે) અને તે દૂર રહેલું છે તેમ પાસે પણ છે. (૧૬)

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१७॥

વળી તે જ્ઞેય (બ્રહ્મ) અવિભકત હોવા છતાં ભૂતોમાં વિભકતની પેઠે રહેલું છે; તે ભૂતોનું ધારણ-પોષણ કરનાર, નાશ કરનાર તથા ઉત્પન્ન કરનાર છે. (૧૭)

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १८ ॥

તે જ્યોતિઓનું પણ જ્યોતિ છે, (અજ્ઞાનરૂપ) અંધકારથી પર કહેવાય છે, તે જ્ઞાન છે, જ્ઞેય છે, જ્ઞાનથી પામવા યોગ્ય છે અને તે સર્વના હૃદયમાં રહેલ છે.

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १९ ॥

એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય સક્ષેપમાં કહ્યું; એને જાણીને મારો ભકત મારા સ્વરૂપ થવાને યોગ્ય થાય છે. (૧૯)

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ २० ॥

પ્રકૃતિ અને પુરુષ એ બંનેને તું અનાદિજ જાણ; તથા (રાગદ્વેષાદિ) વિકારોને અને (સત્ત્વાદિ) ગુણોને પ્રકૃતિથીજ ઉત્પન્ન થયેલા જાણ. (૨૦)

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २१ ॥

કાર્ય–શરીર–અને કારણ–ઇંદ્રિયો–એના કર્તાપણામાં હેતુ પ્રકૃતિ કહેવાય છે; અને સુખદુઃખના

ભોક્તાપણામાં હેતુ પુરુષ કહેવાય છે. (૨૧)

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २२ ॥

પ્રકૃતિમાં રહેલો પુરુષ પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણોને ભોગવે છે; 'આ' ગુણોનો સંગજ એને ઉત્તમ કે અધમ યોનિમાં જન્મ થવામાં કારણ બને છે. (૨૨)

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २३ ॥

ઉપદ્રષ્ટા (સાક્ષી), અનુમોદન કરનાર, ભર્તા (કર્તૃત્વ આદિના અભિમાનથી ભરણપોષણ કરનાર), ભોક્તા અને મહેશ્વર એવો આ શરીરમાં (રહેલો) પુરુષ અર્થાત્ આત્મા (તેજ પ્રકૃતિથી) પર (ઉપાધિરહિત શુદ્ધ સ્વરૂપે) પરમાત્મા એમ કહેવાયો છે. (૨૩)

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २४ ॥

જે એ રીતે પુરુષને તથા ગુણો સાથે પ્રકૃતિને જાણે છે તે સર્વ પ્રકારે વર્તે છતાં ફરી જન્મતો નથી.

ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २५ ॥

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २६ ॥

કેટલાક ધ્યાનવડે, બીજા જ્ઞાનયોગવડે અને બીજા કેટલાક કર્મયોગવડે, બુદ્ધિમાં આત્માને અંતઃકરણ-દ્વારા જુએ છે; (૨૫) પરન્તુ એ પ્રમાણે નહિ જાણનારા બીજા તો અન્ય (વિદ્વાનો) પાસેથી સાંભળીને ઉપા-સના કરે છે (અને) તે શ્રવણપરાયણ થયેલા (સાધકો) મૃત્યુને પણ તરી જાય છે. (૨૬)

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २७ ॥

હે ભરતશ્રેષ્ઠ! જે કંઇ સ્થાવર-જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાય છે એમ તું જાણ. (૨૭)

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥२८॥

જે (મનુષ્ય) સર્વ ભૂતોમાં સમાનપણે સ્થિતિ કરતા પરમેશ્વરને તે ભૂતો વિનાશ પામે છે છતાં નાશ નહિ પામતા જુએ છે તે(જ ખરું) જુએ છે. (૨૮)

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।

न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥

જે સર્વત્ર સમાનપણે રહેલા પરમેશ્વરને સમાનપણે જુએ છે તે આત્માવડે આત્માને હણતો નથી, તેથી શ્રેષ્ઠ ગતિ–મોક્ષ–ને પામે છે. (૨૯)

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥ ३०

જે (મનુષ્ય) કર્મોને સર્વ પ્રકારે પ્રકૃતિવડેજ કરાતાં જુએ છે અને આત્માને અકર્તા જુએ છે તેજ જુએ છે.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३१ ॥

જ્યારે (મનુષ્ય) પ્રાણી માત્રના જુદા જુદા ભાવને એકમાં (પરમાત્મામાં) રહેલા જુએ છે અને તેનાથીજ વિસ્તાર (થયેલો) જુએ છે ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે.

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ ३२ ॥

હે કૌંતેય! આ અવિનાશી પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી શરીરમાં રહેવા છતાં (કંઈ પણ) કરતા નથી અને (કશાથી) લેપાતા પણ નથી. (૩૨)

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।

सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३३ ॥

જેમ સર્વમાં રહેલું આકાશ સૂક્ષ્મપણાને લીધે (કશાથી) લેપાતું નથી તેમ દેહમાં સર્વત્ર રહેલો આત્મા લેપાતો નથી. (૩૩)

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३४ ॥

જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશમાન કરે છે તેમ ક્ષેત્રી—આત્મા—સમગ્ર ક્ષેત્ર—શરીર—ને પ્રકાશમાન કરે છે. (૩૪)

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥ ३५ ॥

હે ભારત! જેઓ આ પ્રકારે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ભેદને તથા પ્રાણીઓના પ્રકૃતિથી (થતા) મોક્ષને જ્ઞાનચક્ષુવડે જાણે છે તેઓ પરબ્રહ્મને પામે છે. (૩૫)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो
नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥



# अध्याय १४ मो–त्रिगुणविभागयोग

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છે:–

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम्।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥
इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः।
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥२॥

(સર્વ) જ્ઞાનોમાં ઉત્તમ એવું શ્રેષ્ઠ જ્ઞાન ફરી હું તને કહું છું, જેને જાણીને સર્વ મુનિઓ આ લોકમાં-થી પરમ સિદ્ધિને પામ્યા છે; (૧) આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સાધર્મ્યને પામેલા (મુનિઓ) સૃષ્ટિ સમયે પણ ઉત્પન્ન થતા નથી અને પ્રલયકાળે કષ્ટ પામતા નથી.

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम्।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥

હે ભારત! મહદ્‌બ્રહ્મ–પ્રકૃતિ–મારી યોનિ છે, તેમાં હું ગર્ભ મૂકું છું; તેનાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. (૩)

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥

હે કૌંતેય! સર્વ યોનિઓમાં જે મૂર્તિઓ ઉત્પન્ન થાય છે તેઓનું ઉત્પત્તિસ્થાન મહદ્‌બ્રહ્મ અર્થાત્ મારી પ્રકૃતિ છે અને હું (તેમાં) બીજ મૂકનાર પિતા છું. (૪)

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥

હે મહાબાહો! પ્રકૃતિથી ઉત્પન્ન થનારા સત્ત્વ, રજસ અને તમસ એ ગુણો અવિનાશી જીવાત્માને દેહમાં બાંધે છે. (૫)

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥

હે નિષ્પાપ! તેમાં નિર્મળ હોવાથી પ્રકાશક અને દુ:ખરહિત એવો સત્ત્વગુણ સુખ તથા જ્ઞાનના સંગવડે (આત્માને) બાંધે છે. (૬)

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।

तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥

હે કૌંતેય ! તૃષ્ણા (લોકૈષણા, વિત્તૈષણા, પુત્રૈષણા) અને આસક્તિને ઉત્પન્ન કરનાર રજોગુણને રાગરૂપ તું જાણ; તે દેહધારીને કર્મના સંગવડે બાંધે છે. (૭)

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

હે ભારત! વળી સર્વ જીવોને મોહ પમાડનાર તમોગુણને અજ્ઞાનથી ઊપજનારો તું જાણ; તે પ્રમાદ, આળસ ને નિદ્રાવડે બાંધે છે. (૮)

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

હે ભારત ! સત્ત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને પ્રમાદમાં જોડે છે. (૯)

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

હે ભારત ! રજોગુણ તથા તમોગુણને દબાવીને સત્ત્વગુણ વધે છે, સત્ત્વગુણ અને તમોગુણને દબાવી-ને રજોગુણ વધે છે; તેમજ સત્ત્વગુણ તથા રજોગુણને

દબાવીને તમોગુણ વધે છે. (૧૦)

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

જ્યારે આ દેહમાં સર્વ (ઇંદ્રિયોરૂપ) દ્વારોમાં પ્રકાશ અને જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે સત્ત્વગુણ વધેલો છે એમ જાણવું. (૧૧)

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥१२॥

હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ વધ્યો હોય ત્યારે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ અને તૃષ્ણા આ ઉત્પન્ન થાય છે. (૧૨)

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥१३॥

હે કુરુનંદન! અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ તેમજ મોહ, આ તમોગુણ વધ્યો હોય ત્યારે ઉત્પન્ન થાય છે. (૧૩)

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत्।
तदोत्तमविदां लोकान् अमलान्प्रतिपद्यते ॥१४॥

જ્યારે સત્ત્વગુણ વધ્યો હોય ત્યારે દેહધારી જો

મરણ પામે તો તે ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકોને પામે છે. (૧૪)

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥

રજોગુણ વધ્યો હોય ત્યારે મૃત્યુ પામીને કર્મોમાં આસક્તિવાળા લોકોમાં તે જન્મે છે; તેમ તમોગુણ વધ્યો હોય ત્યારે મરણ પામેલો મૂઢયોનિમાં જન્મે છે. (૧૫)

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

પુણ્ય (સાત્ત્વિક) કર્મનું ફળ સાત્ત્વિક અને નિ-ર્મળ કહે છે, રાજસકર્મનું ફળ દુઃખ અને તામસ કર્મનું ફળ અજ્ઞાન કહે છે. (૧૬)

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥

સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે; રજોગુણથી લોભજ ઉત્પન્ન થાય છે; અને તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાનજ ઊપજે છે. (૧૭)

ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥१८॥

સત્ત્વગુણમાં રહેલાઓ ઉપર–ઉચ્ચગતિ–પામે છે, રજોગુણીઓ મધ્યમાં રહે છે અને અધમ તમોગુણી વૃત્તિમાં રહેનારા નીચે–અધોગતિમાં–જાય છે. (૧૮)

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥**

જ્યારે દ્રષ્ટા (વિવેકી મનુષ્ય) ગુણો વિના અન્યને કર્તા જોતો નથી અને (આત્માને) ગુણોથી પર જાણે છે ત્યારે તે મારા ભાવને પામે છે. (૧૯)

**गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥**

દેહની ઉત્પત્તિના કારણરૂપ આ ત્રણ ગુણોને ઓ-ળંગી જઇને દેહધારી જન્મ, મરણ તથા વૃદ્ધાવસ્થા-નાં દુઃખોથી મુકત થાય છે ને મોક્ષને પામે છે. (૨૦)

**कैर्लिंगैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।**
**किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥**

હે પ્રભો ! આ કયાં લક્ષણો વડે ત્રણ ગુણોને ઓ-ળંગી ગયેલો (મનુષ્ય) જણાય છે ? તે કેવા આચાર-વાળો હોય છે ? તથા આ ત્રણે ગુણોને કેવી રીતે ઓ-ળંગી જાય છે ? (૨૧)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યાઃ—

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्त्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥२३॥
समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥२४॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

હે પાંડવ ! જે મનુષ્ય ! (સત્ત્વ, રજસ અને તમોગુણના કાર્યરૂપ) પ્રકાશ, પ્રવૃત્તિ કે મોહ સ્વતઃ પ્રવર્તેલાનો દ્વેષ કરતો નથી અને નિવૃત્ત થયેલાને ઇચ્છતો નથી; (૨૨) (તથા) ઉદાસીનની પેઠે રહેલો જે ગુણોવડે ચલિત કરાતો નથી પણ "ગુણોજ ગુણોમાં વર્તે છે" (એમ સમજીને) સ્થિર રહે છે અને ચેષ્ટા કરતો નથી; (૨૩) જેને સુખદુઃખ સમાન છે, જે સ્વસ્થ રહે છે; ઢેકું, પથ્થર અને સોનાને સમાન ગણે છે; પ્રિય અને અપ્રિયને સમાન માને છે; પોતાની નિંદાસ્તુતિને સરખાં સમજે છે તથા ધીરજવાળો છે; (૨૪)

જે માન કે અપમાનમાં તેમજ મિત્ર કે શત્રુપક્ષમાં સમ-ભાવે રહે છે તથા જેણે સર્વ આરંભોનો પરિત્યાગ કર્યો છે તે ત્રણે ગુણોને ઓળંગી ગયેલો કહેવાય છે. (૨૫)

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥
ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥

જે અસ્ખલિત ભક્તિયોગવડે મને સેવે છે તે આ ગુણોને ઓળંગી જઈને બ્રહ્મરૂપ થવાને સમર્થ થાય છે; (૨૬) કારણકે મરણધર્મરહિત અને નિર્વિકાર એવા બ્રહ્મનો, શાશ્વતધર્મનો તથા એકાંતિક સુખનો હુંજ આશ્રય છું. (૨૭)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे त्रिगुणविभागयोगो
नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

# अध्याय १५ मो–पुरुषोत्तमयोग

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:–

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

(પરબ્રહ્મરૂપ) ઊંચે મૂળવાળા, મહત્તત્ત્વાદિરૂપ નીચી શાખાઓવાળા અને છંદો–વેદો–જેનાં પાંદડાં છે એવા (સંસારરૂપ) અશ્વત્થ–પીપળા–ને અવિનાશી કહે છે; તેને જે જાણે છે તે વેદને જાણનારો છે. (૧)

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

તેની (સત્ત્વાદિ) ગુણોવડે વધેલી તથા (શબ્દાદિ) વિષયોરૂપી કુંપળોવાળી શાખાઓ ઉપર તથા નીચે ફેલાયલી છે અને કર્મોની સાથે સંબંધ રાખનારાં તેનાં

(અહંતા, મમતા ને તૃષ્ણારૂપી) મૂળિયાં મનુષ્ય-લોકમાં નીચે ફેલાયલાં છે. (૨)

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढमूलम् असंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥ ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः । तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥ निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः । द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

(આ પીપળાનું જેવું અહીં વર્ણન કર્યું છે) તે પ્રમાણે તેનું સ્વરૂપ આ લોકમાં (વ્યક્ત) જણાતું નથી; તેમજ તેનો આદિ, અંત કે સ્થિતિ જણાતાં નથી; અતિશય દૃઢ મૂળિયાંવાળા આ અશ્વત્થને દૃઢ વૈરાગ્ય-રૂપ શસ્ત્રવડે છેદીને (૩) પછી "આ પુરાતન પ્રવૃત્તિ જેનાથી વિસ્તાર પામી છે તેજ આદ્યપુરુષને શરણે હું જાઉં છું" (એવી ભાવના કરીને), જ્યાં ગયેલા ફરી પાછા આવતા નથી તે પદ શોધવું. (૪) માન અને મોહ વિનાના, સંગદોષને જિતનારા, સારી રીતે નાશ

પામેલી કામનાઓવાળા, સદા આધ્યાત્મિક ચિંતનમાં રહેનારા અને સુખદુઃખાદિ નામવાળાં જોડકાંથી વિમુક્ત થયેલા જ્ઞાનીઓ તે અવિનાશી પદને પ્રાપ્ત કરે છે. (૫)

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥६॥

સૂર્ય, ચંદ્ર કે અગ્નિ તે પદને પ્રકાશી શકતા નથી; જ્યાં જઇને (સંસારમાં) પાછા આવવું પડતું નથી તે મારૂં પરમ ધામ છે. (૬)

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

આ જીવલોકમાં મારોજ સનાતન અંશ જીવાત્મા-રૂપ થઇને પ્રકૃતિમાં રહેલી મનસહિત છ ઇંદ્રિયોને (પોતાની તરફ) આકર્ષે છે. (૭)

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८॥
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

જ્યારે જીવાત્મા શરીરને પામે છે અને જ્યારે તેને છોડીને જાય છે ત્યારે તે (પુષ્પ વગેરે) સ્થાનથી

જેમ વાયુ ગંધને લઇ જાય છે, તેમ એને (મનસહિત ઇંદ્રિયોને) લઇ જાય છે; (૮) અને શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જિહ્વા, ઘ્રાણેન્દ્રિય તથા મનનો આશ્રય લઇને આ (જીવાત્મા) વિષયોને સેવે છે. (૯)

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥

શરીરને છોડતા, શરીરમાં રહેલા, શબ્દાદિ વિષયોને ભોગવતા અથવા ગુણો સાથે જોડાઈ રહેલા (તે જીવાત્માને) મૂઢ લોકો જોતા નથી પણ જ્ઞાનરૂપ ચક્ષુવાળા જુએ છે; (૧૦)

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

અને યત્ન કરતા યોગીઓ, અંતઃકરણમાં રહેલા આ આત્માને જુએ છે, પણ અશુદ્ધ અંતઃકરણવાળા અજ્ઞાનીઓ (બાહ્ય કર્મો ત્યજી દઇને અકર્મી–ત્યાગી–ભેખધારી બની જાય, કિંવા જ્ઞાનને ગોખી મારીને મહાત્મામાં ખપે તોપણ અંદરથી તો ઊલટા વધારે જૂઠા, વિષયી, ખટપટી અને લોભી બનતા હોવાથી ધ્યાનાદિ માટે) યત્ન કરતા છતાં આને જોતા નથી. (૧૧)

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।

यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥
मामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३

સૂર્યમાં રહેલું જે તેજ સમગ્ર જગતને પ્રકાશિત કરે છે અને જે તેજ ચંદ્રમામાં અને અગ્નિમાં છે તે તેજને તું મારૂં જાણ. (૧૨) હું પૃથ્વીમાં પેસીને ઓજસ્‌વડે સર્વ ભૂતોને ધારણ કરૂં છું તથા રસાત્મક ચંદ્ર થઇને સર્વ ઔષધિઓનું પોષણ કરૂં છું. (૧૩)

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

હું વૈશ્વાનર–અગ્નિ–રૂપ થઇને પ્રાણીઓના દેહનો આશ્રય કરી પ્રાણ તથા અપાન વાયુ સાથે જોડાઇને ચાર* પ્રકારના અન્નને પચાવું છું. (૧૪)

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञा-
नमपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांत-
कृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

હું સર્વના હૃદયમાં રહેલો છું અને મારે લીધે

---

* ચાર પ્રકારનાં અન્નઃ–ભક્ષ્ય=ચાવવાનું, પેય=પીવાનું, લેહ્ય=ચાટવાનું અને ચોષ્ય=ચૂસવાનું.

સ્મૃતિ, જ્ઞાન અને તેનો અભાવ (અર્થાત્ વિસ્મરણ તથા અજ્ઞાન) થાય છે; વળી સર્વ વેદોવડે જાણવા યોગ્ય હું જ છું તથા વેદાંત શાસ્ત્રનો કર્તા અને વેદોને જાણનારો પણ હું જ છું. (૧૫)

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥

સંસારમાં "ક્ષર" અને "અક્ષર" એવા બેજ પુરુષો છે; સર્વ ભૂતો ક્ષર–નાશવંત–છે અને કૂટસ્થ–જીવ–અક્ષર (અવિનાશી) કહેવાય છે. (૧૬)

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥

પરન્તુ ઉત્તમ પુરુષ તો જુદો છે, જે પરમાત્મા એમ કહેવાય છે (અને) જે અવિનાશી ઇશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેનું ધારણ–પોષણ કરે છે. (૧૭)

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

હું ક્ષરને ઓળંગી ગયેલો છું તથા અક્ષરથી પણ ઉત્તમ છું; તેથી લોકમાં અને વેદમાં "પુરુષોત્તમ" (નામથી) પ્રસિદ્ધ છું. (૧૮)

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

હે ભારત! જે (મનુષ્ય) મોહ વિનાનો થઈને એ પ્રમાણે મને 'પુરુષોત્તમ' ને જાણે છે તે સર્વજ્ઞ થઇ સર્વ ભાવવડે મને ભજે છે. (૧૯)

इति गुह्यतमं शास्त्रम् इदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

હે નિષ્પાપ! એ પ્રમાણે અત્યંત ગૂઢ એવું આ (અધ્યાત્મ) શાસ્ત્ર મેં કહ્યું; હે ભારત! આને જાણીને (મનુષ્ય) બુદ્ધિમાન તથા કૃતકૃત્ય થાય છે. (૨૦)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥



# अध्याय १६मो-दैवासुरसंपद्विभागयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेश्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

નિર્ભયતા, અંતઃકરણની સારી રીતે શુદ્ધિ,* જ્ઞાન

---

* અહીં ભગવાન શંકરાચાર્ય પોતાના ભાષ્યમાં નીચેના ભાવનું સમજાવે છેઃ—

સત્ત્વસંશુદ્ધિ એટલે અંતઃકરણની વિશેષ શુદ્ધિ—અર્થાત્ વ્યવહારમાં જૂઠ, કપટ, ઠગાઇ ઇત્યાદિ અવગુણો છોડી દઇને શુદ્ધ ભાવથી આચરણ કરવું તે.

**(અને) યોગમાં વિશેષ સ્થિતિ; દાન, ઇંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, (૧) અહિંસા, સત્ય, અક્રોધ, (કર્મફળ)ત્યાગ, (અંતઃકરણની) શાંતિ, ચાડી નહિ કરવાપણું, ભૂતો પર દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, અચચંળતા, (૨) તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને અત્યંત અમાનીપણું—આ (૨૬ ગુણો) હે ભારત! દૈવી સંપત્તિને ઉદ્દેશી જન્મેલાના હોય છે. (૩)**

---

**ज्ञानयोगव्यवस्थिति**—એમાં જ્ઞાન એટલે આત્માદિ પદાર્થોને યથાવત્ જાણવા તે. યોગ એટલે ઇંદ્રિયાદિના નિગ્રહથી ચિત્તને એકાગ્ર કરીને જાણેલા પરમ પદાર્થનો સાક્ષાત્કાર અથવા અનુભવ કરવો તે **व्यवस्थिति** એટલે એ જ્ઞેય પરમાત્મામાં વિશેષ સ્થિતિ—તન્મયતા—હોવી તે. બધી સાત્ત્વિકી અથવા દૈવી સંપત્તિઓના સાર અને ફળરૂપ સર્વોપરી સંપત્તિ આજ છે.

(આ હકીકત અહીં એટલા માટે અપાઇ છે કે હવે તો કેટલાએક વામમાર્ગી જેવા છતાં ધર્માત્મામાં ખપ્યા કરતા ધર્મઠગોને વેદાંતનાં સાધનચતુષ્ટયના વિસ્તારરૂપ એવી આ અધ્યાયમાં કહેલી સાધનસંપત્તિ—તેની સાથે, ધર્મશાસ્ત્ર સાથે અથવા તો ભગવાન શંકરાચાર્ય જેવા મહર્ષિઓની આવી આવી અગત્યની સૂચનાઓ સાથે કંઈ પણ લેવાદેવા નહિ હોવાથી, તેઓ તો માત્ર અમુકતમુક પોથાં ગોખી—ગોખાવીને 'અહંબ્રહ્માસ્મિ' કહેવા—કહેવરાવવામાંજ બ્રહ્મસાક્ષાત્કાર ઠોકી બેસાડે છે; માટે એવાઓથી સૌ કોઇએ સાવચેત રહેવા જેવું છે. —ભિક્ષુ અખંડાનંદ)

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

હે પાર્થ ! ધર્મઢોંગીપણું, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન (આ ગુણો) આસુરી સંપત્તિને ઉદ્દેશી જન્મેલાના હોય છે. (૪)

दैवीसंपद्विमोक्षाय निबंधायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥

દૈવી સંપત્તિ મોક્ષ માટે અર્થાત્ બંધનથી છોડાવવા માટે થાય છે અને આસુરી સંપત્તિ બંધન માટે થાય છે; હે પાંડવ! તું દૈવી સંપત્તિને ઉદ્દેશીને જન્મેલો છે, (માટે) શોક ન કર. (૫)

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

આ લોકમાં દૈવી તથા આસુરી એમ બે પ્રકારની પ્રાણીઓની સૃષ્ટિ છે; હે પાર્થ! તેમાં દૈવી સૃષ્ટિ વિસ્તારથી કહી; (હવે) આસુરી સૃષ્ટિને તું મારી પાસેથી સાંભળ. (૬)

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥
काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंतेऽशुचिव्रताः ॥१०॥

આસુરી મનુષ્યો પ્રવૃત્તિને તથા નિવૃત્તિને જાણતા નથી; તેઓમાં પવિત્રતા, સદાચાર અને સત્ય પણ હોતાં નથી. (૭) આ જગત અસત્ય છે, આશ્રયરહિત છે. ઇશ્વર વિનાનું છે, પરસ્પર (કાર્ય કારણના) સંબંધ વિના ઉત્પન્ન થયું છે અને વિષયોપભોગ રૂપ હેતુવાળું છે, બીજું શું હોય ? એમ તેઓ કહે છે. (૮) આ પ્રકારની દૃષ્ટિનો આશ્રય કરીને નષ્ટ થયેલા સ્વભાવવાળા, અલ્પબુદ્ધિવાળા, ઉગ્ર કર્મ કરનારા તથા (સર્વનું) અહિત કરનારા (તેઓ) જગતનો વિનાશ કરવા માટે પ્રવર્તે છે. (૯) કદી તૃપ્ત ન થનારી કામનાનો આશ્રય કરીને પાખંડ, માન અને મદથી યુક્ત થયેલા અને અપવિત્ર વ્રતોવાળ (તેઓ) મોહથી ખોટા આગ્રહો પકડીને પ્રવૃત્તિ કરે છે. (૧૦)

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥
इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥
अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥

મરણ સુધીની અમાપ ચિંતાને ધારણ કરનારા, વિષયભોગનેજ શ્રેષ્ઠ માનનારા, આટલોજ (પુરુષાર્થ) છે એવા નિશ્ચયવાળા, (૧૧) સેંકડો આશારૂપી પાશથી બંધાયલા તથા કામક્રોધમાં પરાયણ રહેનારા (તે લોકો) વિષયભોગો માટે અન્યાયથી ધનના સમૂહોને (મેળવવા) ઇચ્છે છે. (૧૨) "મેં આજે આ મેળવ્યું

અને (હવે) આ મનોરથ પ્રાપ્ત કરીશ, આ ધન મારૂં છે અને આ ધન પણ મારૂં થશે, (૧૩) આ શત્રુને મેં માર્યો, બીજાઓને પણ હું મારીશ; હું ઈશ્વર–સમર્થ–છું, હું ભોગવાળો છું, હું સિદ્ધ છું, હું બળવાન અને સુખી છું; (૧૪) હું ધનાઢ્ય છું, કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઇશ તથા મોજ કરીશ" આવા અજ્ઞાનથી મોહિત થયેલા, (૧૫) ચિત્તના અનેક સંકલ્પોથી ભ્રાંતિવાળા, મોહજાળથી વિંટાયલા અને કામભોગોમાં આસક્ત થયેલા (તે લોકો) અપવિત્ર નરકમાં પડે છે. (૧૬)

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥
तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्त्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०॥

પોતાની મેળેજ પૂજ્ય થઇ બેઠેલા, અક્કડ રહેનારા

તથા ધન અને માનના મદવાળા તેઓ, દંભથી માત્ર નામના યજ્ઞોવડે અવિધિપૂર્વક યજન કરે છે. (૧૭) અહંકાર, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરી રહેલા, પોતાના તથા બીજાના દેહમાં (રહેલા) મારો દ્વેષ કરનારા, બીજાના ગુણોમાં દોષારોપ કરનારા, (૧૮) દ્વેષ કરનારા, ક્રૂર તથા અશુભ એવા તે નરાધમોને સંસારમાં હું વારંવાર આસુરી યોનિઓમાંજ નાખું છું. (૧૯) હે કૌંતેય ! જન્મોજન્મમાં આસુરી યોનિને પામેલા તે મૂઢ લોકો મને નહિ પામીને પછી અધમ-ગતિનેજ પામે છે. (૨૦)

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥
एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥
यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥
तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

કામ, ક્રોધ તથા લોભ આ ત્રણ પ્રકારનું નરકનું

દ્વાર આત્માનો નાશ કરનારૂં છે; માટે એ ત્રણેનો ત્યાગ
કરવો જોઇએ. (૨૧) હે કૌંતેય! એ ત્રણે નરકનાં તમો
દ્વારથી મુક્ત થયેલો મનુષ્ય પોતાનું કલ્યાણ આચ
છે અને તેથી પરમગતિને પામે છે. (૨૨) જે (મનુષ્ય
શાસ્ત્રવિધિનો ત્યાગ કરી ઇચ્છા પ્રમાણે વર્તે છે, તે સિદ્ધિ
પામતો નથી અને સુખ કે પરમ ગતિને પ્રાપ્ત કરતે
નથી; (૨૩) માટે કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થામ
તારે શાસ્ત્ર પ્રમાણભૂત હોવું જોઇએ. શાસ્ત્રવિધિથ
કહેલું કર્મ જાણીને અહીં તે કરવાને તું યોગ્ય છે. (૨૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभाग-
योगो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥



# अध्याय १७मो-श्रद्धात्रयविभागयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:-

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥

હે કૃષ્ણ! જેઓ શાસ્ત્રવિધિ ત્યજીને (કેવળ) શ્રદ્ધા-યુક્ત થઈ યજન કરે છે તેઓની નિષ્ઠા કઇ છે? સત્ત્વ-ગુણ, રજોગુણ કે તમોગુણ? (૧)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:-

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥
सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥
यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।

प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥४॥
अशास्त्रविहितं घोरं तप्यंते ये तपोजनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥
कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतःशरीरस्थं तान्विद्धयासुरनिश्चयान् ॥६॥

દેહધારીઓની તે સ્વભાવજન્ય શ્રદ્ધા સાત્ત્વિકી રાજસી અને તામસી, એમ ત્રણ પ્રકારની હોય છે, તેને તું સાંભળ. (૨) હે ભારત ! સર્વની શ્રદ્ધા પોતાના સત્ત્વના અનુરૂપ ( અંતઃકરણને અનુસરતી ) હોય છે; આ પુરુષ શ્રદ્ધામય છે (અને) જેની જેવી શ્રદ્ધા હોય છે તે (જીવ) તેવોજ હોય છે. (અર્થાત્ પોતાની શ્રદ્ધા પ્રમાણેજ મનની પ્રવૃત્તિ હોય છે. શરીર, મન, ઇંદ્રિયો ઇત્યાદિની પ્રવૃત્તિ જેવી સત્ત્વશુદ્ધિ હોય છે તે પ્રમાણે શુદ્ધ અથવા અશુદ્ધ હોય છે. ) (૩) સાત્ત્વિક મનુષ્યો દેવોને પૂજે છે, રાજસી મનુષ્યો યક્ષો અને રાક્ષસોને પૂજે છે તથા બીજા તામસી મનુષ્યો પ્રેતો અને ભૂતગણોને પૂજે છે. (૪) દંભ અને અહંકારવાળા જે મનુષ્યો ઇચ્છા ને આસક્તિના બળથી યુક્ત થઇ શાસ્ત્રોએ નહિ કહેલું ઘોર તપ તપે છે; (૫) તે અવિવેકીઓ શરીરમાં રહેલા ભૂતોના–ઇંદ્રિયોના–સમૂહને

તથા શરીરની અંદર રહેલા મને પણ કૃશ કરે છે. તેઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ. (૬)

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥

વળી સર્વને પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે; તેમજ યજ્ઞ, તપ અને દાન પણ ( ત્રણ પ્રકારનાં) હોય છે; તેઓના આ ભેદને તું સાંભળ. (૭)

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याःस्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः
कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥
यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥

આયુષ, સત્ત્વ–ઓજસ–બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારા, રસવાળા, સ્નેહવાળા, સ્થિર અને હૃદયને પ્રિય એવા આહારો સાત્ત્વિક (મનુષ્ય)ને પ્રિય હોય છે, (૮) કડવા, ખાટા, ખારા, અતિ ઉષ્ણ, તીખા, લૂખા, દાહ કરનારા (અને) દુઃખ, શોક તથા રોગ આપનારા આહારો રાજસી મનુષ્યને પ્રિય હોય

છે. (૯) જેના પર એક પ્રહર વીતી ગયો હોય તેવું, રસ ઊડી ગયેલું, દુર્ગંધવાળું, વાસી, એઠું અને અપવિત્ર ભોજન તામસી (મનુષ્ય)ને પ્રિય હોય છે. (૧૦)

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥११॥
अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥
विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥

ફળને નહિ ઇચ્છનારાઓ વડે "યજ્ઞ કરવોજ જોઇએ" એમ (કર્તવ્ય બુદ્ધિથી) મનને સ્થિર કરી શાસ્ત્રવિધિ અનુસાર જે યજ્ઞ કરાય છે તે સાત્ત્વિક કહેવાય છે; (૧૧) પણ હે ભરતશ્રેષ્ઠ! ફળને લક્ષ્યમાં રાખીને તેમજ દંભ માટે જે યજ્ઞ કરાય છે તે યજ્ઞને તું રાજસ જાણ. (૧૨) શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત યજ્ઞને તામસ કહે છે. (૧૩)

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥
अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं यत् ।

स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥
मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥
श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥१७॥

દેવ, દ્વિજ, ગુરુ અને જ્ઞાનીઓનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા–એ શારીરિક તપ કહેવાય છે. (૧૪) ઉદ્વેગ ન કરે તેવું, સત્ય, પ્રિય અને હિતકર એવું જે વચન તથા સ્વાધ્યાય (અર્થાત્ સર્વોત્તમ કર્તવ્ય પ્રાપ્તમાં પ્રેરે અને જોડે એવા ગ્રંથો ઇત્યાદિનું શ્રવણ, પઠન–પાઠન) એ વાણીમય તપ કહેવાય છે. (૧૫) મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, મનોનિગ્રહ અને ભાવસંશુદ્ધિ–નિષ્કપટપણું–એ માનસિક તપ કહેવાય છે. (૧૬) ફળની આકાંક્ષા વિનાના સાવધાન મનુષ્યોએ પરમ શ્રદ્ધાથી આચરેલા એ ત્રણે પ્રકારના તપને સાત્ત્વિક કહે છે. (૧૭)

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥
मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।

परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥

સત્કાર, માન કે પૂજા માટે તેમજ દંભવડે જે તપ કરાય છે, તે અસ્થિર અને નાશવંત તપને રાજસ કહેલું છે. (૧૮) વિવેકરહિત આગ્રહથી પોતાને પીડીને અથવા બીજાના નાશને માટે જે તપ કરાય છે તેને તામસ કહેલું છે. (૧૯)

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥

'દાન દેવું જોઇએ' એમ (સમજીને) દેશ, કાળ અને પાત્રમાં, સામો ઉપકાર નહિ કરનારને જે દાન દેવાય છે તેને સાત્ત્વિક કહેલું છે. (૨૦)

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

પરંતુ જે દાન સામા ઉપકાર માટે અથવા ફળ-ને ઉદ્દેશીને અને કલેશપૂર્વક દેવાય છે તે દાનને રાજસ કહ્યું છે; (૨૧)

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

અને અયોગ્ય દેશ-કાળમાં અપાત્રોને સત્કાર

વિના, અવજ્ઞાવાળું જે દાન દેવાય છે તેને તામસ કહેલું છે. (૨૨)

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥
तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥
तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः॥ २५ ॥
सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छद्धः पार्थ युज्यते ॥ २६ ॥
यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

"ॐ", "તત્" અને "સત્" એમ બ્રહ્મનાં ત્રણ પ્રકારનાં નામ કહેલાં છે; તે વડે પૂર્વે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો નિર્માણ કરાયા છે. (૨૩) માટે બ્રહ્મવાદીઓની યજ્ઞ, દાન અને તપરૂપ શાસ્ત્રોક્ત ક્રિયાઓ સદા 'ॐ' એમ ઉચ્ચારણ કરીને થાય છે. (૨૪) 'તત્' એમ ઉચ્ચાર કરીને તથા ફળની ઇચ્છા નહિ રાખી મુમુક્ષુઓ-

વડે યજ્ઞ તથા તપરૂપ ક્રિયાઓ અને વિવિધ દાન ક્રિયાઓ કરાય છે. (૨૫) સદ્ભાવ અને સાધુભાવમાં 'સત્' એ શબ્દનો પ્રયોગ કરાય છે તથા હે પાર્થ! ઉત્તમ કર્મમાં 'સત્' શબ્દ વપરાય છે. (૨૬) યજ્ઞ, તપ અને દાનમાં જે સ્થિતિ તે 'સત્'–એમ કહેવાય છે અને તે માટેનું જે કર્મ તે પણ 'સત્' એમજ કહેવાય છે. (૨૭)

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

અશ્રદ્ધાથી હોમેલું, આપેલું, તપ તપેલું તથા જે (કંઇ) કરેલું હોય તે (સર્વ) 'અસત્' એમ કહેવાય છે. હે પાર્થ! તે આ લોકમાં કે પરલોકમાં (ફળ-દાયી) નથી. (૨૮)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥१७॥



# अध्याय १८ मो–मोक्षसंन्यासयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:–

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥**

હે મહાબાહો! હે હૃષીકેશ! હે કેશિનિષૂદન! હું સંન્યાસનું તથા ત્યાગનું તત્ત્વ જુદું જુદું જાણવાને ઇચ્છું છું. (૧)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:–

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥**

કામ્ય કર્મોના ત્યાગને કવિઓ–વિદ્વાનો–'સંન્યાસ' કહે છે અને સર્વ કર્મોના ફળત્યાગને વિચક્ષણ પુરુષો–પંડિતો–'ત્યાગ' કહે છે. (૨)

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥३॥

કેટલાક વિદ્વાનો કહે છે કે કર્મ દોષવાળું છે તેથી ત્યાગ કરવા યોગ્ય છે; બીજા (વિદ્વાનો) યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી એમ કહે છે.(૩)

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥

હે ભરતશ્રેષ્ઠ! તે ત્યાગના વિષયમાં મારો નિશ્ચય તું સાંભળ. હે પુરુષવ્યાઘ્ર! ત્યાગ ત્રણ પ્રકારનોજ કહેલોજ છે. (૪)

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥

યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ ત્યાજ્ય નથી પણ તે કરવા યોગ્યજ છે; કેમકે યજ્ઞ, દાન અને તપ વિદ્વા-નોને (પણ) પવિત્ર કરનારાં છે. (૫)

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥

પરન્તુ હે પાર્થ! આ કર્મો પણ ફલ તથા આ-સક્તિ ત્યજીને કરવાં જોઇએ, એવો મારો નિશ્ચિત

ઉત્તમ મત છે. (૬)

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥
दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥
कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ९
न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥
न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥

નિયતકર્મ[1]નો ત્યાગ કરવો યોગ્ય નથી. મોહથી તેનો પરિત્યાગ કરવો તેને તામસ ત્યાગ કહેલો છે. (૭) " કર્મ દુઃખરૂપ છે " એમ કેવળ શરીરક્લેશના ભયથી જો ત્યજવામાં આવે તો એવો રાજસ ત્યાગ કરીને

૧ 'નિયતકર્મ'નો અર્થ પ્રકૃતિ અથવા ગુણ સ્વભાવને અનુસરતાં કર્મ, અર્થાત્ શાસ્ત્રવિહિત કર્મ, અર્થાત્ સ્વધર્મ પાલનરૂપ પોતાનાં કર્તવ્ય કર્મો એવો છે.

તે ત્યાગના ફળને નથીજ પામતો. (૮) હે અર્જુન! "કર્મજ કર્તવ્ય છે" એમ (સમજીને) જે નિયત કર્મ આસક્તિ તથા ફળનો ત્યાગ કરીને કરવામાં આવે છે તે ત્યાગને સાત્ત્વિક માનેલો છે. (૯) સત્ત્વગુણથી વ્યાપ્ત, બુદ્ધિમાન અને જેના સંશયો છેદાઈ ગયા છે એવો ત્યાગી અશુભ કર્મનો દ્વેષ કરતો નથી અને શુભ કર્મમાં આસકત થતો નથી; (૧૦) કેમકે દેહધારી વડે સમગ્ર કર્મો ત્યજાવાં શકય નથી; માટે જે કર્મફળને ત્યજનારો છે તે "ત્યાગી" એમ કહેવાય છે. (૧૧)

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२

કર્મફળનો ત્યાગ નહિ કરનારાઓને અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર—એમ ત્રણ પ્રકારનું કર્મનું ફળ મરણ પછી મળે છે; પરન્તુ (કર્મફળ) ત્યજનારાને તે કદી મળતું નથી. (૧૨)

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३

હે મહાબાહો! સર્વ કર્મોની સિદ્ધિ માટે સાંખ્ય સિદ્ધાંતમાં આ પાંચ કારણો કહ્યાં છે, તેને તું મારી પાસેથી સાંભળ. (૧૩)

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

શરીર તથા કર્તા, જુદી જુદી ઇંદ્રિયો* તથા વિવિધ પ્રકારની જુદી જુદી ચેષ્ટાઓ તેમજ આમાં પાંચમું કારણ દૈવ—ઇંદ્રિયોના દેવો—છે. (૧૪)

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥१५॥

શરીર, વાણી ને મનવડે મનુષ્ય જે ન્યાયવાળું કે વિપરીત કર્મ કરે છે તેનાં આ પાંચ કારણો છે. (૧૫)

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

તેમાં એમ હોવા છતાં જે મનુષ્ય અસંસ્કૃત બુદ્ધિને લીધે કેવળ આત્માને કર્તા જુએ છે, તે દુષ્ટ બુદ્ધિવાળો (યથાર્થ) જોતો નથી. (૧૬)

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबद्धयते ॥ १७॥

જેને ("હું કર્તા છું" એવો) અહંકારથી કરાયલો ભાવ નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી તે આ

* પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, મન તથા બુદ્ધિ.

લોકોને હણીને પણ હણતો કે બંધાતો નથી. (૧૭)

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
कारणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८॥

જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રણ પ્રકારની કર્મોની પ્રેરણા છે; તેમજ સાધન (ઇંદ્રિયો), કર્મ અને કર્તા એ ત્રણ કર્મનાં આશ્રય છે (૧૮)

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

સાંખ્ય શાસ્ત્રમાં જ્ઞાન, કર્મ અને કર્તા ગુણભેદથી ત્રણ પ્રકારેજ કહેવાય છે, તે પણ તું યથાવત્ સાંભળ. (૧૯)

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०

(મનુષ્ય) જે જ્ઞાનવડે જુદાં જુદાં સર્વ ભૂતોમાં એક અવિભકત અને અવિનાશી ભાવને જુએ છે, તે જ્ઞાનને તું સાત્ત્વિક જાણ. (૨૦)

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

અને જે જ્ઞાન સર્વ ભૂતોમાં ભેદથી જુદા જુદા

પ્રકારના અનેક ભાવોને જુએ છે તે જ્ઞાનને તું રાજસ જાણ. (૨૧)

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥

વળી જે જ્ઞાન એક કાર્યમાં પરિપૂર્ણની પેઠે આસક્ત રહે છે તથા જે હેતુરહિત, તત્ત્વાર્થ વિનાનું અને અલ્પ છે તેને તામસ કહ્યું છે. (૨૨)

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥
यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥
अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥

ફળ મેળવવા નહિ ઇચ્છનારાએ જે નિયત કર્મ આસક્તિ વિના તથા રાગદ્વેષ વિના કર્યું હોય તે સાત્ત્વિક કહેવાય છે; (૨૩) અને ફળ કામનાની ઇચ્છાવાળા તથા અહંકારવાળા (મનુષ્ય) વડે બહુ પરિશ્રમ વાળું જે કર્મ કરાય છે તેને રાજસ કહેલું છે; (૨૪) તેમજ પરિણામ, ક્ષય–સમય, શક્તિ કે

ધનનો નાશ, હિંસા અને સામર્થ્યનો વિચાર નહિ કરીને મોહથી જે કર્મ આરંભાય છે તે તામસ કહેવાય છે. (૨૫)

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते २६

આસક્તિરહિત, અહંકાર વિનાનો, ધૈર્ય ને ઉત્સાહવાળો તથા (કર્મની) સિદ્ધિ–અસિદ્ધિમાં નિર્વિકાર (રહેનારો) કર્તા સાત્ત્વિક કહેવાય છે. (૨૬)

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः २७

રાગી, કર્મફળને ઇચ્છનારો, લોભી, હિંસક સ્વભાવવાળો, અપવિત્ર તથા હર્ષ–શોકવાળો કર્તા રાજસ કહેવાય છે. (૨૭)

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥

અસ્થિર ચિત્તવાળો, અજ્ઞાની, અનમ્ર, શઠ, બીજાઓને છેતરનારો, આળસુ, ખેદ કરનારો અને દીર્ઘસૂત્રી અલ્પસમયસાધ્ય કાર્યને નકામું લંબાવનારો હોય તે તામસ કર્તા કહેવાય છે. (૨૮)

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९॥

હે ધનંજય! ગુણોને લીધે બુદ્ધિના અને ધૈર્યના ત્રણ પ્રકારના ભેદ મારાવડે જુદા જુદા સંપૂર્ણ કહેવાતા તું સાંભળ. (૨૯)

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ३०

હે પાર્થ! પ્રવૃત્તિ અને નિવૃત્તિને, કર્તવ્ય અને અકર્તવ્યને, ભય અને અભયને તથા બંધ અને મોક્ષને જે જાણે છે તે બુદ્ધિ સાત્ત્વિકી છે. (૩૦)

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

જેના વડે (મનુષ્ય) ધર્મ અને અધર્મને તથા કાર્ય અને અકાર્યને વાસ્તવિક રીતે જાણતો નથી તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે. (૩૧)

अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२

હે પાર્થ! અજ્ઞાનથી ઢંકાયલી જે બુદ્ધિ અધર્મને ધર્મ એમ માને છે તથા બધા પદાર્થોને વિપરીત–

ઊલટા–માને છે તે બુદ્ધિ તામસી છે. (૩૨)

धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ३३

હે પાર્થ! યોગવડે અચળ થયેલી જે ધીરજ વડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓને (મનુષ્ય) ધારણ કરે છે તે ધીરજ સાત્ત્વિકી છે. (૩૩)

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥

પરંતુ હે અર્જુન! જે ધીરજ વડે ધર્મ, અર્થ અને કામને ધારણ કરે છે અને પ્રસંગને લીધે ફળની ઇચ્છા રાખે છે તે ધીરજ હે પાર્થ! રાજસી છે. (૩૪)

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥

હે પાર્થ! જે ધીરજ વડે દુર્બુદ્ધિવાળો મનુષ્ય નિદ્રા, ભય, શોક, ખેદ તથા મદને છોડતોજ નથી તે ધીરજ તામસી છે. (૩૫)

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७॥

હે ભરતશ્રેષ્ઠ! હવે ત્રણ પ્રકારનાં સુખને મારી પાસેથી તું સાંભળ; જે સુખમાં (જીવ) અભ્યાસથી રમણ કરે છે અને દુઃખના અંતને અવશ્ય પામે છે; (૩૬) જે આરંભમાં વિષ જેવું હોવા છતાં પરિ-ણામે અમૃત જેવું હોય છે તથા આત્મનિષ્ઠ બુદ્ધિની નિર્મળતાથી ઉત્પન્ન થયું હોય છે તે સાત્ત્વિક સુખ કહેલું છે. (૩૭)

विषयेंद्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી ઊપજેલું જે સુખ પ્રથમ અમૃત જેવું હોઇને પરિણામે વિષ જેવું હોય છે તે સુખને રાજસ કહેલું છે. (૩૮)

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥

જે સુખ આરંભમાં અને પરિણામમાં બુદ્ધિને મોહ ઊપજાવનારું તથા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થનારું છે તેને તામસ કહેલું છે. (૩૯)

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥४०॥

પૃથ્વીમાં, આકાશમાં અથવા દેવલોકમાં એવું કોઈ સત્ત્વ (પ્રાણી કે પદાર્થ) નથી કે જે આ પ્રકૃતિજન્ય ત્રણ ગુણોથી મુક્ત હોય. (૪૦)

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥

*હે પરંતપ! બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રાનાં કર્મો પ્રકૃતિજન્ય ગુણોને લીધે જુદાં જુદાં છે. (૪૧)

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥

શમ–મનોનિગ્રહ, દમ–ઈંદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતા–

* આપના કહેવા પ્રમાણે જો સર્વ ક્રિયાઓ, કર્તાઓ, ફળો અને પ્રાણીઓનો સમૂહ ત્રિગુણાત્મક હોય, તો કોઇનો મોક્ષ પણ ક્યાંથી થાય? એના ઉત્તરમાં પોતપોતાના ગુણસ્વભાવને અનુસરતાં નિષ્કામ કર્મોવડે પરમાત્માનું આરાધન કરવાથી તેમની કૃપા તથા સાક્ષાત્કાર થઈને મનુષ્યનો મોક્ષ થાય છે, એ વાત આખી ગીતાના સારાંશરૂપે દર્શાવનારું જુદું જ પ્રકરણ હવે શ્રીકૃષ્ણ ભગવાન આરંભે છે.

એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે. (૪૨)

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥

શૌર્ય, તેજ, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાં અપલાયન, દાતાપણું અને ઈશ્વરભાવ* એ ક્ષત્રિયનાં સ્વભાવ-જન્ય કર્મ છે. (૪૩)

कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

ખેતી, ગાયોની રક્ષા અને વાણિજ્ય એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મ છે; વળી સેવારૂપી કર્મ તે શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ છે. (૪૪)

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥४५॥

પોતપોતાનાં કર્મોમાં તત્પર રહેલો મનુષ્ય સિદ્ધિને પામે છે; પોતપોતાનાં કર્મમાં તત્પર રહેલો જેવી રીતે સિદ્ધિને પામે છે તે તું સાંભળ. (૪૫)

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।

---

* આશ્રિતો ઇત્યાદિનું પ્રેમથી અને નિઃસ્વાર્થભાવે રક્ષણ, પાલન અને હિત કરવાનો સ્વભાવ.

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥

જે(અંતર્યામી પરમેશ્વર)થી ભૂતોની પ્રવૃત્તિ થાય છે તથા જેના વડે આ સમગ્ર જગત વ્યાપ્ત છે તેને સ્વકર્મવડે પૂજીને મનુષ્ય સિદ્ધિને પામે છે. (૪૬)

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥

સારી રીતે આચરેલા પરધર્મ કરતાં કંઇક ન્યૂન ગુણવાળો (પણ) સ્વધર્મ શ્રેષ્ઠ છે; સ્વભાવનિયત કર્મ-ને કરતો (મનુષ્ય) દોષને પામતો નથી. (૪૭)

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

(માટે) હે કૌંતેય! સ્વાભાવિક કર્મ દોષવાળું હોય તોપણ ત્યજવું નહિ; કેમકે ધુમાડાવડે ઢંકાયલા અગ્નિની પેઠે, સર્વ આરંભો દોષથી ઢંકાયલા છે.(૪૮)

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

સર્વત્ર અનાસક્ત બુદ્ધિવાળો, મનને જીતનારો અને નિઃસ્પૃહ (એવો મનુષ્ય) સંન્યાસયોગ વડે (નિવૃત્તિરૂપ) પરમ નૈષ્કર્મ્યની સિદ્ધિને પામે છે.(૪૯)

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥
बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

હે કૌંતેય! સિદ્ધિને પામેલો (મનુષ્ય) જે પ્રકારે બ્રહ્મને પામે છે તે પ્રકારની જ્ઞાનની જે શ્રેષ્ઠ નિષ્ઠા છે તેને તું મારી પાસેથી સંક્ષેપમાંજ સાંભળ. (૫૦) વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત થઇને ધૈર્યવડે શરીરાદિને વશ કરી, શબ્દાદિ વિષયોને ત્યજી તથા રાગદ્વેષને છોડી દઈ, (૫૧) એકાંત સેવનારો, મિતાહારી, વાણી, શરીર અને મનને જીતનારો, નિત્ય ધ્યાનયોગપરાયણ, વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો, (૫૨) અહંકાર, બળ, ગર્વ, કામક્રોધ તથા પરિગ્રહ–વસ્તુના સંગ્રહ–ને ત્યજીને મમતા–રહિત અને શાંત થયેલો (મનુષ્ય) બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે. (૫૩)

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥

બ્રહ્મરૂપ થયેલો અને પ્રસન્ન ચિત્તવાળો (મનુષ્ય) શોક કરતો નથી કે ઇચ્છા રાખતો નથી અને સર્વ ભૂતોમાં સમદૃષ્ટિવાળો તે મારી પરા ભકિતને પામે છે. (૫૪)

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥

હું જેટલો (પરિમાણવાળો) તથા જે (સ્વરૂપવાળો) છું તેવા મને ભક્તિવડે (જ્ઞાની) યથાર્થ જાણે છે; તેથી મને યથાર્થ જાણીને તે પછી મારામાં પ્રવેશે છે. (૫૫)

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥

મારો આશ્રય કરનારો (મનુષ્ય) સદા સર્વ કર્મો કરે તોપણ મારી કૃપાથી શાશ્વત અને અવિકારી પદને પામે છે. (૫૬)

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥

તું મનવડે સર્વ કર્મો મારે વિષે સમર્પણ કરી મારા પરાયણ થઇ બુદ્ધિયોગનો આશ્રય કરીને સદા

મારામાં ચિત્તવાળો થા. (૫૭)

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥

એ રીતે મારામાં ચિત્તવાળો તું મારી કૃપાથી, સર્વ સંકટોને ઓળંગી જઇશ; પણ અહંકારથી (મારૂં વચન) જો તું નહિ સાંભળે તો નાશ પામીશ. (૫૮)

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥

અહંકારનો આશ્રય લઇને "હું યુદ્ધ નહિ કરૂં" એમ જે તું માને છે, આ તે તારો નિશ્ચય મિથ્યા છે; કેમકે તારી પ્રકૃતિ તને (યુદ્ધમાં) જોડશે. (૫૯)

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ६०

હે કૌંતેય! તું મોહને લીધે જે કરવાને ઇચ્છતો નથી તે(યુદ્ધ)ને પોતાના સ્વભાવજન્ય કર્મવડે બંધાયલો તું પરવશ થઇને પણ કરીશ. (૬૦)

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।

तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतं ॥६२

હે અર્જુન! (સંસારરૂપ) યંત્ર પર ચઢેલાં સર્વ પ્રાણીઓને પોતાની માયાવડે ભમાવતા ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે. (૬૧) હે ભારત! સર્વ ભાવવડે તેનેજ તું શરણરૂપે પ્રાપ્ત કર. તેની કૃપાથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થાનને પામીશ. (૬૨)

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

આ રીતે ગુહ્યથી અતિ ગુહ્ય એવું જ્ઞાન મેં તને કહ્યું; એને સંપૂર્ણ વિચારીને જેમ તું ઇચ્છે તેમ કર.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ६४

સર્વ ×ગુહ્યોમાં અતિ ગુહ્ય એવું મારૂં ઉત્તમ વચન ફરી પણ તું સાંભળ; તું મને અત્યંત પ્રિય છે, તેથી તારૂં હિત હું કહું છું. (૬૪)

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।

---

× પણ આ અતિ ગંભીરગીતાશાસ્ત્રનો અર્જુન સંપૂર્ણ વિચાર નહિ કરી શકવાથી હવે ભગવાન પોતેજ દયા કરીને નીચેના ત્રણ શ્લોકમાં સમગ્ર ગીતાનો સાર કહે છે.

मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥

તું મારામાં મનવાળો, મને પૂજનારો, મારો ભક્ત થા અને મને નમસ્કાર કર; (એમ કરવાથી) તું મનેજ પ્રાપ્ત થઈશ. (આ) હું તારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરૂં છું. તું મને પ્રિય છે ( એટલા માટે કહું છું.) (૬૫)

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥

સર્વ ધર્મોને ત્યજીને તું મને એકને શરણરૂપે પ્રાપ્ત કર; હું તને સર્વ પાપોથી છોડાવીશ, તું શોક ન કર.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
नचाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥

આ (ગીતાશાસ્ત્ર) તપરહિતને, અભક્તને, સેવા નહિ કરનારને તથા જે મારી ઈર્ષ્યા કરે છે તેને તારે કદી કહેવું નહિ. (૬૭)

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥

જે આ પરમ ગુહ્ય શાસ્ત્ર મારા ભકતોમાં કહેશે તે મારી શ્રેષ્ઠ ભકિત કરીને મનેજ પ્રાપ્ત થશે, એમાં સંશય નથી. (૬૮)

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥

મનુષ્યોમાં તેનાથી કોઈ બીજો મારૂં અત્યંત પ્રિય કરનારો નથી અને આ પૃથ્વી પર તેનાથી બીજો અતિ પ્રિય મને થશે નહિ. (૬૯)

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहम् इष्टः स्यामिति मे मतिः ॥७०॥

અને જે આપણા બન્નેના આ ધર્મયુકત સંવાદનું અધ્યયન કરશે તેનાથી જ્ઞાનયજ્ઞવડે હું પુજાયો છું એવું મારૂં માનવું છે. (૭૦)

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ७१

શ્રદ્ધાવાન તથા અસૂયારહિત જે મનુષ્ય (આનું) શ્રવણ કરે છે તે પણ મુકત થઇને પુણ્ય કર્મ કરનારાઓના શુભલોકને પામે છે. (૭૧)

कच्चिदेतद्श्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥

હે પાર્થ ! તેં એકાગ્ર ચિત્તે આ સાંભળ્યું ને ? હે ધનંજય ! તારો અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ નાશ

પામ્યો ને ? (૭૨)

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:–

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

હે અચ્યુત ! આપની કૃપાથી મોહ નાશ પામ્યો છે અને મેં (સ્વધર્મકર્મની, ગુણસ્વભાવની, યોગબુદ્ધિની, કાર્યાકાર્યની, પ્રવૃત્તિનિવૃત્તિની તથા પરમ પ્રાપ્તવ્ય ઇત્યાદિની સર્વ) સ્મૃતિ પ્રાપ્ત કરી છે; (હવે) સંશયરહિત થઇને હું ઊભો છું અને આપનું વચન કરીશ. (૭૩)

संजय उवाच। સંજય બોલ્યો:–

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

એ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણનો અને અર્જુનનો આ અદ્ભુત તથા રોમાંચક સંવાદ મેં સાંભળ્યો છે. (૭૪)

व्यासप्रसादाच्छ्रुतवान् एतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥७५

શ્રીવ્યાસની કૃપાથી આ અતિ ગુહ્ય શ્રેષ્ઠ યોગને સાક્ષાત્ પોતે કહેતા યોગેશ્વર શ્રીકૃષ્ણ પાસેથી મેં

સાંભળ્યો છે. (૭૫)

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

હે રાજન્! કેશવ અને અર્જુનના આ અદ્ભુત અને પુણ્યકારક સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું. (૭૬)

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ७७

અને હે રાજન્! શ્રીહરિના તે અતિ અદ્ભુત રૂપને સંભારી સંભારીને મને મહાન્ વિસ્મય થાય છે અને વારંવાર હું હર્ષ પામું છું. (૭૭)

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને અચળ નીતિ છે એમ મારૂં માનવું છે. (૭૮)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे मोक्षसंन्यासयोगो
नाम अष्टादशोऽध्यायः ॥१८॥

# गीताजयंतिनो दिवस

ખરેખર, ગીતાના જેવો દિવ્યસંદેશવાહક ગ્રંથ આજ સુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના–પ્રત્યાલોચના કરી છે કે તેટલી આજ સુધી બીજા કોઇ પણ ગ્રંથના સંબંધમાં થઇ નથી અને થવાનો સંભવ પણ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે, જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા તો કેટલાય ગ્રંથો તૈયાર થાય.

ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ મુગ્ધ છે; ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે; તેના નિષ્કામ કર્મયોગ ઉપર કર્મયોગી આફરીન છે અને તેની **વીરત્વભરી વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવ આસક્ત થાય છે. કોઇ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે, તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે; અને કોઇ **કર્મયોગશાસ્ત્ર** કહે છે, તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની ઝોળી** અને સ્વર્ગનું **કલ્પવૃક્ષ** છે, કે જેના વડે માનવી જે કંઇ જોઇએ તે પ્રાપ્ત કરી શકે તેમ છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો ક્યાંથી નીકળી શકત ?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાંજ યુરોપની જાતિઓ બીંજાયલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી; એક સમયે બેબિલોનિયનોના ડરથી યુરોપિયનો થરથર કંપતા હતા; એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યુરોપમાં ફેલાઇ ગઇ હતી. પરંતુ એ જોરાવર જાતિઓ પણ કાળરૂપ સમુદ્રમાં ક્યાંની ક્યાંય વિલીન થઈ ગઇ; અને

હિંદુજાતિ, કે જે કાસ્પિયન, ઝીલ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ (તિબેટ) માંની જાતિઓ કરતાં પણ ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર–કુરુક્ષેત્રમાં, સુરસ શ્રુતિમંત્રોની લહરીમાં અવગાહન કરતી હતી તે આજ પર્યંત ટકી રહી! આનું કારણ શું? અમારા અભિપ્રાય પ્રમાણે તેનું જબરદસ્ત કારણ તેનું ઉદાત્ત સાહિત્ય છે. વળી આ વાત પણ સત્ય છે કે એ સાહિત્યનું મંથન કરીને યોગેશ્વર કૃષ્ણચંદ્રે ગીતામાં તેનું હૃદય એવી સુંદર રીતે ગોઠવી દીધું છે, કે જેથી કરીને સંસારમાં આર્ય–હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહિમાનો પ્રચાર કરનાર ગીતા જેવો બીજો કોઇ પણ ગ્રંથ નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરિદ્ર અને છિન્નભિન્ન છે. ધૂર્ત જાતિઓ તેને "કપિલા ગાય" માને છે; પરંતુ જ્યારે એ કપિલા ગાય (હિંદુજાતિ) ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે, ત્યારે તેઓ તેને ભૂખ્યા વાઘ જેવી માને છે અને તેમનાં ગાત્ર ઢીલાંઢબ થઈ જાય છે! જ્યારે વિદેશી જાતિઓ જુએ છે કે, ફૈઝીએ ફારસીમાં, અબુ સુલેહે અરબીમાં, શ્લેગને લેટિનમાં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેન્ચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસ્લસ ગેટીએ ઇટાલીમાં અને થોમ્સન, આર્નોલ્ડ, ડેવિસ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં ગીતાના અનુવાદ કરીને ઘણી ખરી નીતિશૂન્ય જાતિઓમાં સદાચારશાસ્ત્રનો પ્રકાશ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમની મારી મસ્તક નમાવે છે અને હિંદુજાતિને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક માને છે. પછી ભલેને એ માન્યતા પેટમાં સંતાડી રાખીને તેઓ સ્વાર્થસાધનાને ખાતર મિસ મેયો જેવી સ્ત્રીઓને માયાજાળ ફેલાવવામાં છૂટે હાથે મદદ કરે! ચાર્લ્સ વિલ્કિન્સને ગીતાનો જે અનુવાદ કર્યો છે, તેની ભૂમિકા વોરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે. એ ભૂમિકામાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે, **"કોઈ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે."** અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સમક્ષજ રાખતો હતો; કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાંનો

સર્વોત્તમ ગ્રંથ, માનવના ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે ગીતાના "**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि।**" એ શ્લોકને વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઇ જતું, તેનું હૃદય નાચી ઊઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો! તે પોતાના ગીતા–પુસ્તકને ઇષ્ટદેવની મૂર્તિસમાન ગણતો અને તે પુસ્તક હજી સુધી ન્યુયોર્કની એક લાઇબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં ગીતાનો અનુવાદ કરનાર ચીનો તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ ત્રણ ચાર વાર પ્રેમરુદન કરતો હતો! ચીનાઓએ પણ તેમનું નામ "ક્રિપનજી" (કૃષ્ણજી) પાડયું હતું! હજી પણ ત્યાં તે એજ નામથી ઓળખાય છે અને તેનું અસલ નામ લુપ્ત થઇ ગયું છે! બાલી અને જાવા બેટની 'કવિ–ભાષા'માં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાંની તો વાતજ જુદી છે. અહીં તો જેણે ગીતા ઉપર કંઇ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી; કેમકે તેમનો કોઇ પણ મત કે સિદ્ધાંત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલાં ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમાં લખ્યાં છે કે, એ બધું જો કોઇ વાંચવા માગે, તો તે પાછળ કોઇ પણ માણસને બે ચાર જન્મ તો લેવાજ પડે! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતીય પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચન, અંતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના

અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્કૃષ્ટ ગણાય છે. તુલસીકૃત રામાયણ સિવાય ભારતવર્ષમાં કોઇ પણ ભાષામાં એવો કોઇ પણ ગ્રંથ નથી કે જેનો ગીતાના જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્ય પાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડ-ચેતનમાત્રમાં ગીતાઉપદેશના સંસ્કારો ભર્યા પડયા છે. અલબત્ત, તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સુપ્ત ( સૂઇ રહેલા ) છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યકત અને ગુપ્ત ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એજ હિંદુજાતિનું આજનું પરમ આવશ્યક કાર્ય છે. આપણે ગીતા વાંચીએ છીએ, પરંતુ તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે " **निर्वैरः सर्वभूतेषु** "નો પાઠ કરીએ છીએ, પરંતુ ઘરમાંજ વેરઝેરના દાવાનળ સળગી રહ્યા હોય છે. આપણે " **युध्यस्व विगतज्वरः** " નું રટણ કરીએ છીએ, પરંતુ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ ! આપણે " **क्लैब्यं मा स्म गमः पार्थ** " નું પારાયણ કરીએ છીએ, પંરતુ મા-બહેનોની બેઆબરૂ થતી જોવા-જાણવા છતાંયે નપુંસકતા દર્શાવીએ છીએ ! આપણે " **सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्** "નો દમ મારીએ છીએ, પરંતુ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ ! આપણે " **क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप** " ની બુલંદ ગર્જના કરીએ છીએ, પણ હીજડાઓની પેઠે બીજાઓના માર ખાયા કરીએ છીએ ! આપણે " **नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः** " ની બડાઇ હાંકીએ છીએ; પરંતુ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળના પ્રતાપથી સંસારને ચકિત કરી શકતા નથી.

ગીતાનો નિત્યપાઠ કરો, તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે આ પ્રમાણે કરો, જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો,

તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના જગાવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ, એક એક અભયવાણીનો એવો નમૂનો છે કે જે અભયવાણીનો ભક્ત મહાકાળને પણ ધૂળ ભેગો કરી શકે તેમ છે; તો પછી મનુષ્યોના તે શા હિસાબ ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુસંગઠનના નશામાં મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ અભય વાણીનું–આ ગીતોપનિષદ્‌નું રામનામની પેઠે રટણ થાય. જેઓ સંસ્કૃતમાં ગીતા સમજી શકતા નથી તેઓ પોતાની માતૃભાષામાં વાંચે અને જેઓ પોતાની માતૃભાષા પણ જાણતા નથી તેઓ બીજાઓ પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઇ તેનો વ્યાવહારિક ઉપયોગ કરીને હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજાવશે, તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઊંચી કરી શકે. જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું તે દિવસે આ સંસારમાં એવી તે કઇ પ્રબળ શકિત છે કે જે ઘૂંટણીએ પડીને શિર ના નમાવે ? ગીતા–સિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે હિંદુસંગઠન કરી લઇશું, તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રૂજી ઊઠશે અને ભયંકર કૃતાંત કાળ પણ કંપી ઊઠશે.

પૂનાના ગીતાધર્મ મંડળે માગશર સુદ ૧૧ નો દિવસ સમસ્ત ભારતવર્ષમાં ગીતા–દિવસ તરીકે ઊજવવાનો નિશ્ચય કર્યો છે. એજ દિવસે સંસારમાં સૌથી મહાન યુદ્ધ મહાભારત શરૂ થયું હતું અને ધર્મના રક્ષણાર્થે આપણે પણ એજ દિવસથી મહાભારત શરૂ કરવાની આવશ્યકતા છે. આ તિથિ લોકમાન્ય તિલકે નક્કી કરેલી છે અને કેટલાંયે વર્ષોથી આ પુણ્યદિવસ ઉજવાય છે પણ ખરો. આ દિવસે સમસ્ત દેશમાં ગીતાપ્રવચનો, ગીતાવ્યાખ્યાનો, ગીતોપદેશ સંબંધી લેખો, ગીતા–પાઠ

અને ગીતા–સમાલોચનાઓ કરવાની એ મંડળે સૂચનાઓ કરેલી છે. મંડળ ઇચ્છે છે કે, તે દિવસે પ્રત્યેક હિંદુ કમમાં કમ ગીતાના એક અધ્યાયનો અવશ્ય પાઠ કરે અથવા સાંભળે. હિંદુ મહાસભાના દિલ્હીવાળા અધિવેશનમાં પણ એવો ઠરાવ પસાર થયો હતો.

વાસ્તવમાં ઉપરોક્ત મંડળની એ યોજનાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. એમાં તો શંકાજ નથી કે, આ પદ્ધતિથી જનતામાં ગીતાનો કંઇ પણ પ્રચાર વધશે; અને જેટલો પ્રચાર વધશે, તેટલો સંગઠનનો કિલ્લો મજબૂત થતો જશે. અમને તો વિચાર કરતાં મહા આશ્ચર્ય થાય છે કે, જે જાતિમાં ગીતા જેવો જ્વલંત ઉપદેશક ગ્રંથ છે, તેનું સંગઠન થતાં આટલીબધી વાર શા સારૂ થાય છે! પરંતુ એ તો ત્યારેજ થઇ શકે, કે જ્યારે ગીતાનો રામનામની પેઠે પ્રચાર થાય અને તેના ઉપદેશોનો આચારવ્યવહારમાં ઉપયોગ થવા લાગે. તેથી આ ગીતા-દિવસને મહાન મહોત્સવનું રૂપ અપાવું જોઇએ. તે દિવસે "**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः**" ના તુમુલ નિનાદથી ભારતવર્ષના વાયુ-મંડળને ભરપૂર કરી દેવું જોઇએ. એ દિવસે બલુચિસ્તાનથી આસામ અને હિમાલયથી કન્યાકુમારી સુધી "**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम्**" ની એવી બુલંદ ગર્જના થવી જોઇએ, કે જેથી વિરાટ હિંદુજાતિનાં ફેફસાંમાં ગરમ લોહી ધસી આવે અને સંગઠનનો સુદૃઢ દુર્ગ રચવાને બુદ્ધિપૂર્વક આગળ ધસે.

('હિંદુપંચ'ના એક અગ્રલેખને આધારે)

# गीता विषे जाणवा जेवा विचार

"गीता मे हृदयं पार्थ गीता मे सारमुत्तमम् ।
गीता मे ज्ञानमत्युग्रं गीता मे ज्ञानमव्ययम् ॥
गीता मे चोत्तमं स्थानं गीता मे परमं पदम् ।
गीता मे परमं गुह्यं गीता मे परमो गुरूः ॥"

"ગીતા એ મારું હૃદય છે; ગીતા મારો ઉત્તમ સાર છે; ગીતા મારું અતિ ઉગ્ર જ્ઞાન છે; ગીતા મારું અવિનાશી જ્ઞાન છે; ગીતા મારું શ્રેષ્ઠ નિવાસસ્થાન છે; ગીતા મારું પરમપદ છે; ગીતા મારું પરમરહસ્ય છે અને ગીતા મારો પરમ ગુરુ છે." —**ભગવાન શ્રીકૃષ્ણ**

"गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥"

"સ્વયં વિષ્ણુના મુખારવિંદમાંથી નીકળેલા ગીતાશાસ્ત્રને ગાવા અને પાળવા જેવું મહાફળદાયક કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાની શી જરૂર છે?" —**મહર્ષિ વ્યાસ**

"गेयं गीता नामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥"

× × × ×

"કોઇ પણ જાતિને ઉન્નતિને શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે." —**વૉરન હેસ્ટિંગ્સ**

"ગીતાગ્રંથ બુદ્ધિની પ્રખરતા, આચારની ઉત્કૃષ્ટતા અને ધાર્મિક ઉત્સાહનું અપૂર્વ મિશ્રણ રજૂ કરે છે." —**ડૉ. મેકનિલ**

"રાષ્ટ્રીય ધર્મગ્રંથ ગણાવામાં જે જે નિયમો જરૂરી છે તે તે બધા ભગવદ્ગીતામાં મળે છે; એટલુંજ નહિ પણ ભાવી વિશ્વધર્મનો એ એક સર્વોત્કૃષ્ટ ધર્મગ્રંથ છે." —**એફ. ટી. બ્રૂક્સ**

"બાઇબલનો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે. × × એમાં જે લખ્યું છે તે માત્ર ગીતાના સારરૂપે છે. × × જે જ્ઞાન ગીતામાં છે તે ઇસાઇ કે યહૂદી ધર્મનાં બાઇબલોમાં નથી. × × મને આશ્ચર્ય થાય છે કે, ભારતીય નવયુવકો શા માટે અહીં યુરોપ સુધી વિજ્ઞાન શીખવા આવે છે? નિઃસંદેહ એનું કારણ તેમને પાશ્ચાત્ય દેશો પ્રત્યેનો મોહ છે. તેમનાં ભોળાં હૃદયોએ હજુ નિર્દય અને અવિનયી પશ્ચિમવાસીઓનાં હૃદય ઓળખ્યાં નથી. વિદેશી શિક્ષણથી મળતી ભપકાદાર પદવીઓની લાલચે તેઓ એ સ્વાર્થીઓની ઇંદ્રજાળમાં ફસાય છે; પણ જે દેશ યા સમાજને ગુલામીમાંથી છૂટવું હોય તેને માટે તો એ માર્ગ અધોગતિનોજ છે. × × × ગીતા દુનિયાની અઢળક સંપત્તિવડે પણ ખરીદી શકાય નહિ, એવો ભારતવર્ષનો અમૂલ્ય-અલૌકિક ખજાનો છે. **—લંડનવાસી યહૂદી એફ. એચ. મોલેમ**

"વ્યાસમુનિએ ગીતાશાસ્ત્ર આ રૂપે રચીને હિંદુઓને એક-તંતુથી બાંધી દીધા છે. ગીતા તરફ પૂરતું ધ્યાન આપીએ તો આજથી-જ સંસારમાંથી બધાં વેરઝેર નાશ પામે." **—શ્રી ભક્તરામ શર્મા**

"ધર્મનાં ગૂઢ રહસ્યોને થોડાક સરળ અને સુરસ શબ્દોમાં પ્રકટ કરવાની અપૂર્વ શક્તિ શ્રીગીતાજીમાંજ છે."**—શ્રી લક્ષ્મણજી શાસ્ત્રી**

"સંસારભરમાં ગીતા જેવો કોઇ પણ ગ્રંથ નથી." **લો૦ તિલક**

"ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવાનું કારણકે, તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ, ત્રણેને એવો યોગ્ય ન્યાય અપાયો છે કે, જેવું સામંજસ્ય બીજા કોઇ ગ્રંથમાં નથી! × × આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐકય, કેવળ ગીતામાંજ દેખાય છે. આવી અદ્દભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં કોઇ પણ કાળે કોઇએ કરી નથી."

**—સાહિત્યસમ્રાટ બંકિમ**

"ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખ-નાર દેવતાને અગણિત વર્ષો થઈ જવા છતાં એવો બીજો એકે ગ્રંથ હજુ

